

# શ્રી સદ્‌ગોર ઇમામ શાહ
# તથા નાયાકાકાનો સંવાદ.

અર્થાત

# પ્રેમ પાઠ.


લેખક અને પ્રકાશક

સૈયદ બાવાસાહેબ અહમદઅલી ( ખાકી ).

મુ. પીરાણા.





ઈ. સ. ૧૯૨૨ સંવત ૧૯૭૮

આવૃતી બીજી. પ્રત ૫૦૦

કીંમત રૂ. ૦-૮-૦

# સુધારો વધારો.

પેહેલી આવૃતીમાં ઘણી ભૂલો અને ગુંચવણ જેવું રહી ગએલું હોવાથી આ બીજી આવૃતીમાં સુધારો વધારો કરી લેખ સ્પષ્ટ ને સરળ કર્યો છે. છતાં પણ પ્રિય વાચક વર્ગને પૂછવા જેવું કાંઇ જણાય તો ખુશીથી પુછી લેવું.

લી. સુભેચ્છક
" ખાખી ".



" શ્રી ગણેશ પ્રી. પ્રેસ " માં ત્રીવેદી ઇશ્વિરલાલ માણેકલાલે છાપી.
પાંચ કુવા ગેટ-ચાર રસ્તા,—અમદાવાદ.

# પ્રસ્તાવના.

---

મારા પ્રિય સ્નેહી વાચક વિરાઓ : આ પુસ્તક છપાવવાનું જે સાહસ કર્યું છે, તે ધર્મની ઉન્નતિ ઇચ્છવા, અને પ્રિય ધર્મિભાઇઓથી પુરાતન વિષય ગુપ્ત હતા, તે પ્રગટ કરવા

આ ગ્રંથમાં જેટલા પદો છે, તેટલા તમામ ગરબી, ગરબા, રાસ વિગેરે રાગોના છે. કેટલાક પદ તો મૈયરા લોકો ગરબામાં ખાસ ગાઇ શકે તેવા છે, જેથી લોકોને પ્રિય થાએ તેમ છે. આત્મજ્ઞાનનાં બોધનો ભંડાર છે. તેવા બન્ને પક્ષ બરાબર ધરાવે છે. એથી વાચકોને પ્રિય લાગશે.

સુદ્ધ લખાણ નહિ હોય, કારણ મુને લખવાનો મહાવરો નથી છતાં લેખનું મુળરૂપ ને રહસ્ય સાચવવા મેં પ્રયત્ન કર્યો છે.

શ્રી ઇમામશાહ બાવાનાં ખાસ સેવકો જે સેવામાં હાજર રહેતા હતા તેમનાં દરેકનાં વર્ણનો અવકાશ મળે, શ્રી ઇમામગોરની પ્રેણા હશે તો અવાર નવાર છપાવીશું.

ભૂલ ચુક સુધારી વાંચવી, ને અન્ય ભાગમાં મળવા વિન્નતિ છે.

હમારા વડિલ શ્રી નર હજરત પીર સૈયદ અશરફશાહ સાહેબ, જેમનો રોજો હાલ ધોળકામાં છે. તેઓ શ્રીનું વર્ણન દિલ્લીનાં ઔરંગઝેબ બાદશાહથી ધાર્મિક વિનોદ અને કરામતની કશોટીનાં દશ્યને છપાવી પ્રગટ કરવાની આશા છે. તે શાહ પીર પૂર્ણ કરે.

લેખક.
શુભેચ્છક



# વિશેષ સૂચના.

હું અજ્ઞાનપણ સુદ્ધ ભાવર્થી, અલ્પ અભ્યાશી પણ સત્સંગના લોભી, લખવાની ટેવ નહિ હોવા છતાં ઉમ્મંગી, તેથી આ પુસ્તક લખવા સાહસ કર્યું છે, ને વિષે રહેલી ભૂલો માટે સુજ્ઞ વાચકો પાસેથી માફી માગું છું, કારણ લેખમાં ભૂલો વિષેશ હશે, તો તે વાંચતા સુદ્ધ વાંચવું.

સુદ્ધ ને શરળ લખવાનું કામ લેખક અને પણ્ડિત વર્ગનું છે. આજદિન સુધી પુસ્તક કોઈ આ વિષયનુ છપાઇ બાહેર પડેલું ન હોવાથાં લખેલા મોંઘા વેચાય, ને તેનો મહોળો પ્રચાર ન થાએ, એ ભિતીએ છપાવ્યું છે. સર્વ ભાઇઓની સુગમતાને કારણે કે સસ્તુ મળવાથી દરેક જણ એનો લાભ લઈ શકે. અવકાશ મળેથી બીજા છુટા પદો છપાવીશું.

લેખક.

સુભેચ્છક "ખાકી"



## હઝરત પીર ઇમામશાહ બાવાની ઓલાદનો

# સારાંશ.

પંજાબ પ્રદેશમાં મુલતાન (ઉચ્ચ) નાં રહેવાશી હઝરતપીર સૈયદ કબીરોદ્દીન સાહેબનાં અઢાર (૧૮) દિકરાનાં નામ.

૧ ઓલિયા અલી, ૨ નુર સાબિતઅલી, ૩ કશીરોદ્દીન, ૪ આલમશાહ, ૫ આદિલશાહ, ૬ નુરમહમ્મદ, ૭ સેહબારઅલી, ૮ સમ્સુદ્દીન, ૯ જાફરઅલી, ૧૦ રેહમતુલ્લાહ, ૧૧ ઇસ્લામ શાહ, ૧૨ દુર્વેશઅલી, ૧૩ ફર્માનોદ્દીન, ૧૪ ઇસરાઇલ, ૧૫ શેરઅલી, ૧૬ કલંદરશાહ, ૧૭ બાલા બલંદ, ૧૮ હઝરત્ પીર ઇમામશાહ સાહેબ. એ અઢાર દિકરાને ૧૯ માં એક દિકરી બાઇ બુઢાઇ સાહેબ અર્થાત બીબી બડી બીબી સાહેબ નામ હતું.

શ્રીમાન હઝરત પીર કબીરોદ્દીન સાહેબનાં અન્ય દિકરાઓ તેઓશ્રીનાં મરણસમે એટલે સંવત ૧૫૦૫ નાં

કારતક વદિ ૪ માહે રબિઉલ આખરની તા ૧૭ માં દહાડે હાજર હતા, શ્રી ઇમામશાહ સાહેબ પિતાશ્રીની આજ્ઞાથી ગુજરાત જવા નીકળેલા હોવાથી ન હોતા, પણ આશરે ૧૦૦–૧૨૫ ગાઉ દૂર કશમોરા શહેર પાસે "કોટલી" માં હતા, ત્યાં પોતાના પિતાશ્રીનાં અવશાન કાળની જાણ અં-તરજામી પણે થઇ. પોતે ત્રિકાળ જ્ઞાની જન્મ કાળથીજ હતાં. ગામ લોકોને પિતાશ્રીની અમ્મર લોકની લિલા સ્વિકારવાની ખબર આપી, શિષ્ય મંડલમાંથી કેટલાક સજ્જનો સાથે લેઇ રવાના થઇ, તુર્તા તુર્ત ઉચ્ચ શહેરમાં આવી પહોંચ્યા. વાર ફક્ત એટલીજ થઇ કે શિષ્યોને બો-લાવી સમજ આપી. તેટલામાં શ્રી પીર કબીરદ્દિન સાહે-બનાં સબને ક્રિયા વિધિ કરી જનાજામાં સુવાડી શહેરના નાકા સુધી લેઇ આવેલા, કબરસ્તાને પહોંચાડવા.

શ્રી ઇમામશાહ સાહેબે શેહરનાં નાકા આગળજ સામા આવી મળી પિતાશ્રીનાં જનાજાને રોકાવ્યો. શ્રી પીર કબીરદ્દીનનાં જનાજા સાથે ઉચ્ચનાંને મુલ્તાનનાં મોટા મોટા ગૃહસ્થો, પવિત્ર પુરૂષો આદિ ઘણાજ માણસો ૧૭ ભાઇઓ આદિ કુટુંબસહ હતા. તેઓ કાંઇ સમજી શક્યા નહિ; શ્રી પીર ઇમામશાહ સાહેબને જનાજો અધવચમાં રોકવાનું કારણ પૂછવા લાગ્યાં. સાથે સાથે શિખામણ

પણ દઈ લીધી કે, આમ રસ્તામાં ન રોકએ. તેના જવાબમાં શ્રી પીર ઈમામશાહ સાહેબે ફરમાવ્યું કે પિતાશ્રીની મીલકત વહેંચાઇ ગઇ, પણ મારી પાંતી (હીસ્સો=ભાગ) મુને મળેલ નથી તે લેવી છે. જનસમુહ વિસ્મય પામી શ્રી ઇમામશાહ બાવાને ઘણી રીતે સમજાવી જનાજો ઉપાડી કબરસ્તાને લઇ જવા પ્રયત્નો કર્યા, પણ સર્વે વ્યર્થ ગયા, તેવામાં એક હેરત પમાડે તેવું (આશ્ચર્ય પમાડે તેવું) મહાન અદભુત ચમત્કાર જોવામાં આવ્યો, તે એકે શ્રી પીર કબીરદીનનાં સબે જનાજામાંથી હાથ કાઢી તે હાથે માળા શ્રી પીર ઈમામશાહ સાહેબને અર્પી, તેથી શ્રીજીને સંતોષ મળ્યો નહિ, વિશેષ બીજું કાંઈ માંગવાની અધિરાઇ ચાલુ રાખી, ત્યારે શ્રી પીર કબીરદીન સાહેબે પ્રત્યક્ષપણે જનાજો ફાડી મુખ બહાર કાઢી તે માંહેથી સર્વનાં જોતાં શાકર કાઢી શ્રી પીર ઈમામશાહ સાહેબનાં હાથમાં અર્પિ, શ્રીજી તુરત આરોગી. જનાજો ઉપાડી, કબરસ્તાને જવા રવાના થયા. પિતાશ્રીની દફન ક્રિયા સ્વહસ્તે કરીને કેટલોક સમય કબરસ્તાનમાંજ ગાળ્યો.

શ્રી સતગોર પીર સુદરદિન સાહેબ જ્યારે બાર ક્રોડીનો ભરણુ લેઇ શાહદર્ગે પધારેલા, સાથે શ્રી પીર કબીરદિન સાહેબ પણ બાળ રૂપે હાજર હતા, તે સમયે અનંત

કોડીના તારણનો વર પામેલા તેનો ખુલાસો શ્રી શાહોજીએ કરેલો; તેનું પ્રતિપાદન કરવા શ્રી પીર ઈમામશાહ સાહેબ પધારવાના હતા, પણ શ્રીજીનાં વડીલ બેન શ્રી બાઇ બુ-ઢાઇ સાહેબ પિતાશ્રીની આજ્ઞાધિન રહી શ્રીજીના શિષ્યા થવા અરદાશ કરેલી. શ્રી બેન સાહેબને સતપંથનો ભેદ સમજાવવા પોતે ચાલીશ દીવસ રહી સંવત ૧૫૦૫ ના પોષ માસે રવાના થઈ ગયા. સંવત ૧૫૦૬ માં શાહની કળા મેળવી, સ્વર્ગ રમણ કરી આવ્યા બાદ 'ઉચ્ચે' પધાર્યા. એ અરસામાં જોગીઓ સાથે સંવાદ થયો, જેથી જોગી શિષ્ય થઇ; સવામણ મુદ્રિકાઓ ઉતારી તે વચ-નામૃતનું "જોગ વાણી" નામ અપાએલું છે. જોગીઓ ને ગોર અને નરની એ બંન્ને કળા પોતે પોતામાં બતાવી સિદ્ધ કરી આપી એવી રીતે આનન્દ વર્તાવતા વર્તાવતા ગુજરાત ભણી પધારવા રવાના થયા.

ઇ. સ. ૧૪૫૪ માં શ્રીજી દિલ્લી પધારેલા, મુકામ મુગલવાડામાં શહદુલ્લાખાનની મસીતમાં રાખેલો ત્યાં પણ બાદશાહને જ્ઞાનામૃત પાઇ કરામત બતાવી હતી, તે કાજીનાં મનનો ભેદ સમજી પ્રત્યક્ષ કહેલું, સાથે મસીતમાં નિમાજ પઢાવતાં મુનારા (ટોડા) મસીદના નમાવી દીધા જે માહેલો એકમુનારો હાલ એક સિદ્ધો છે, ને એક વાંકો

છે. "મન મેરા મુસલ્લા ને શાહ મોરે કાજી" એ જ્ઞાન એ સમયે કહ્યું છે.

ત્યાંથી આગલ ચાલતા બુરહાનપુર તરફ લાછોરા ગામે કેટલાક પરછા બતાવ્યા. કાશી બતાવી જનોઇયો ઉતરાવી દાંગના વનમાં પધાર્યા. ત્યાં નાયાકાકા કોળી મળ્યા તેમને સાથે લીધા. અમદાવાદ પધારી મહમ્મદબેગડા સુલ્તાનથી મળ્યા. મહમ્મદબેગડે પણ શ્રીજીની કરામત જોવા ચેષ્ટા કરી ચાડા કાઢયા હતા. ત્યાં પોતે ઇમામતની સાન સાફ (પ્રત્યક્ષ) દેખાડી દીધી, જેથી બાદશાહે પોતાના પવિત્ર પુત્રી શ્રી આદ શક્તિનો અવતાર બીબી મુઝરૂક બેગમ સાહેબનાં લગ્ને કરી શ્રીજીના પવિત્ર કુળ દિપક શ્રી નર નાથ ખુદાવંદ ઇમામ નરઅલી મહમ્મદશાહ સાહેબને અર્પ્યા, તેજ હરિવૈંશની જન્મદાત્રી પ્રગટ થયા.

એ સમયમાં શ્રીજી કોચરબ પધારવાના હતા ને નદિમાં પાણીનું પૂર હતુ. નદિમાં નાવ ફરતી હોવાથી નાવે માણસ પાર થતા શ્રીજીસાહેબે નિજામાને પોતાની બ્હેલ નાવમાં લેવા ફર્માવ્યું, નિજામે આનાકાની કરી જેથી ગાડી પાણીમાં હાંકી નદિ પાર કરી નિજામાને નમાવ્યો, કોચરબ બાર વર્ષ રહ્યા છે.

ગીરમથે શ્રીજી પધાર્યા તે સમયે ત્યા ભયંકર સાત દુકાળી દુકાળ હતો, પણ શ્રીજીએ દયા કરી વર્ષાદ વર્ષાવી લીલા લેહર કરી દીધી અને પીરાણું ગામ પોતાનુ સ્થાન પોતે વશાવ્યું જે ચોથા યુગનું છેલ્લુ ધામ છે,

શ્રી પીર ઇમામ સાહેબના માતુશ્રીનું નામ, 'આરફા ખાતુન' હતું ને તેઓ સૈયદની પુત્રી હતા.

શ્રીજીના ઘરમા સ્ત્રી માતા ફાતમા સાહેબ હતા, ને તેઓ શ્રી સૈયદ મહમ્મદ બુખારી (પીર ભડીયાદ)ની પવીત્ર પુત્રી હતા. તેઓ શ્રીના પવીત્ર ઓદરેથી ૪ પુત્ર ને એક પુત્રીએ જન્મ લીધો છે. ૧ શ્રી ખાલ્કશાહ સાહેબ તેમનો રોજો પાટણમા સરસ્વતિ નદિ તીરે હતો પણ કોઈ કાળમાં પાણી પૂરમા આવવાથી તણાઇ ગયો છે. ૨ શ્રી બાલે શાહ સાહેબ (ઉર્ફે નિઝાર શાહ) તેમનો રોજો ખંભાતે નારંગસર તલાવ કાંઠે છે. તેમની જોડમાં રોજામાંજ એક બીજી કબર તેઓશ્રીની બેન બીબી શમ્મશ ખાતુનની છે, ને તે બાલા બાલીનો રોજો પણ કહેવાય છે. ૩ શ્રી બાકરશાહ સાહેબ, એમનો રોજો અમદાવાદમાં સારંગપુર દરવાજા બહાર છે. ૪ શ્રી નર નાથ ખુદાવિંદ ઇમામ શ્રી નરઅલી મહમ્મદશાહ સાહેબની કબર પીરાણે રોજામાં

પોતાના પિતાશ્રીની જોડમાં પશ્ચિમ બાજુએ છે.

શ્રી ઇમામશાહ સાહેબનો વૈંશ શ્રી નર અલી મહમ્મદ શાહ સાહેબથીજ રહ્યો છે. શ્રી ખાલક શાહ, શ્રી બાલે શાહ, શ્રી બાકરશાહને શ્રી શમ્મશ ખાતુન બાઈ સાહેબ એ ચારે સાહેબો બાળ વયમાંજ અમ્મર લોકની લીલા સ્વિકારી ગયા છે.

શ્રી ખુદાવિંદ નરઅલી મહમ્મદશાહ સાહેબના ઘરમાં એક બીબી ( સ્ત્રી ) પરણેત બીબી બુઝરૂક બેગમ સાહેબજ હતા. બાકી બીજી બે હરમોં હતા, ૧ શ્રી પરમા બાઈ સાહેબ, ૨ શ્રી જમાલબાઈ સાહેબ, ૧ શ્રી બુઝરૂક બેગમ સાહેબને બે દીકરાથી વૈંશ રહેલો છે. ૨ પરમા બાઈ સાહેબને એક દીકરાથી વૈંશ રહેલો છે, ૩ શ્રી જ-માલબાઇ સાહેબને દીકરો યા દીકરી કાંઈ રહ્યાજ ન હોતા.

શ્રી બુઝરૂક બેગમ સાહેબ મહમ્મદ બેગડા અમ-દાવાદના સુલ્તાનની દિકરી. (૨) શ્રી પરમાંબાઈ સાહેબ ને શ્રી જમાલબાઇ સાહેબ પોયાકાકાની દિકરીયો થાએ.

શ્રી બુઝરૂક બેગમ સાહેબને દિકરામાં રહેલા વૈંશ-વાલા સૈયદ શ્રી શાહોજી શહાબોદ્દીન સાહેબ તથા સૈયદ પીરમુસ્તુફા સાહેબ, જેમનાં વૌશજો જલાલશાહી, અને

નુરશાહી નામે કુટુમ્બો થયા છે. પણ તે પ્રગટપણે ઇમામ-શાહીજ કહેવાએ છે.

શ્રી પરમાંબાઈ સાહેબને એકજ દિકરાથી વૈંશ રહ્યો, જેમનું નામ સૈયદ ખાન હતું. અને તેમનાં વૈંશજનો સૈયદ ખાની નામથી ઓળખાય છે. સૈયદખાની સૈયદનું શ્રી પીરઇમામશાહ સાહેબના રોજામાં, દરબારમાં, મિલ્કતમાં, ખેતર વાડા વિગેરેમાં કોઇબી પ્રકારનો હક્ક હિસ્સો કે ઇલાકો, કબજો નથી.

શ્રી પીર ઇમામશાહ સાહેબ, તેમના શ્રી નરઅલી મહમ્મદશાહ, તેમનાં શ્રી પીર શાહ શહાબોદીન સાહેબ તેમના શ્રી શાહજલાલોદીન સાહેબના વૈંશનો જલાલશાહી સૈયદ થયા.

શ્રી શાહબોદીન સાહેબના નાનાભાઇ શ્રી મુસ્તુફા સાહેબના દિકરા નુરશાહ સાહેબ થયા, તેમના વૈંશજો નુરશાહી કેહવાયા.

સૈયદ શ્રી શહાબોદીનના, સૈયદ શ્રી જલાલોદીનના, સૈયદ શ્રી મુર્તુઝાના, સૈયદ શ્રી શરફશાહ સાહેબ થયા એ-મણે શાહનુનુર દિલ્લીના બાદશાહ ઔરંગઝેબને પ્રત્યક્ષ દેખાડયું હતું, હિ. સ. ૧૦૭૬ માં. પોતાને ઘણા શંકટ

વેડવા પડયા હતા, ત્યાં સુધી કે અગ્નિના મોટા ઢગલા ઉપર લોઢાનો તવો રાખી અતીશે ઉનો થયા પછી પોતાને તે ઉપર ઉભા રેહવું પડયું, સાથે ધાર્મિક વાદ વિવાદ પણ ઘણો થયો હતો. બાદશાહે તેઓશ્રીને સજ્જાદગી ( ગાદી નશીનીના ) દસ્તાવેજો, ફર્માનો આપ્યા, અને પિસ્તાલીશ વિઘા જમીન પીરાણા ગામ તળની બક્ષીસ આપી. તેઓ-શ્રીનો રોજો ધોલકામાં છે. તેમનાં દિકરા સૈયદ અબ્બાસ-અલી ( અબાસીમીયાં ), તેમના દિકરા સૈયદ બડામીયાં, તેમના દિકરા સૈયદ અલીમીયા, તેમના દિકરા સૈયદ બાવા સાહેબ, તેમના દિકરા સૈયદઅલીમીયા, તેમના દિકરા સૈયદ અહમદઅલી, તેમના દિકરા સૈયદ બાવાસાહેબ, "હાલ કાયમ'

લેખક પોતે
શ્રી પરમાત્માની દયાનો આશાવંન્ત.



આ ટુંક હાલ શ્રી ઇમામગોરની વૈંશનો છે, વિશેષ ખુલાશો જેને જરૂર.હોય? તેણે રૂબરૂ મળી કરી લેવો. આ ટુંક હાલ તો ફકત સત્પંથિયોને જાણવા માટેજ લખ્યો છે.

જલાલશાહી તથા નુરશાહી, પ્રગટ રીતે જેને ઇમામશાહીજ કહેવાએ છે તે સૈયદોનો શ્રી સદ્ગોર હજરત પીર ઇમામશાહ સાહેબના દરબારમાં હક્ક હિસ્સો કબજો વિગેરે છે, તે વૈંશના સૈયદો પીરાણા, કાનમ, પિટલાદ, સુરતમાંજ વશેલા છે. થોડાક અમદાવાદમાં પણ રહે છે.

લી૦ સૈયદ બાવા સાહેબ અહમદઅલી
ના આશિર્વાદ.

સંવત ૧૯૬૨ ના આસો સુદી ૨ જે લખાણ પૂર્ણ કરી લક્ષ દેવરાવું છું કે, સર્વ વાચક વિરો! લેખકને દુઆ આશિષથી સંભારી એના હક્કમાં એટલું કેહજો કે, જે આશાએ લેખ લખ્યો છે તે આશા શ્રી ગોરનર પૂર્ણ કરે.

આમીન.



# શ્રી ઇમામશાહબાવા તથા નાયાકાકાનો,

# સંવાદ.



## પદ ૧ પેહેલું.

---

રાગ ગરબી.

દાંગ મુલક અતી સારકે, વન એક શોભતું રે લાલ. ૧
તેની શોભા નઉત્તમ સારકે, જંગલ દીપતું રે લોલ. ૨
આંબો આંબલી કોઠી ઝાડકે, બીલી બાવળીરે લોલ. ૩
ખાખર કાચકી કંથાર બોરકે, ખેર અતી ઘણારે લોલ. ૪
કેરડા બેયડા ઉભા તાંહીકે, સિમલા શોભતારે લોલ. ૫
મહુવડા સાગ સિસમના ઝાડકે, હળદર હીંચતારે લોલ. ૬
ઝુકે ઝઝુમે લીંમડા તાંહીં કે, પીંપળ પીંપળારે લોલ. ૭
હીંગોરી ઉમ્બડા સારકે, અરણી વીંકણારે લોલ. ૮
અવળી કંટાવળી ઝાડકે, જાંબ ઝક્ષ શોભતા રે લોલ. ૯

કેળ કદળી જાંબુ સારકે, દાડમ લીંબડીરે લોલ. ૧૦
નારંગી ફણસ અપારકે, સેતુત જમરૂખીરે લોલ. ૧૧
સેફ ચિકોતરા દીશે તાંહીકે, બીજોરી વેજવીરે લોલ. ૧૨
મોસંબી પપનાસના છોડકે, પપિયા ઘણારે લોલ. ૧૩
બદામ કાજુ અખરોટ સારકે, લવીંગ એળચીરે લોલ. ૧૪
ખારેકડી સોપારી તાડકે, ખજુરી શોભતીરે લોલ. ૧૫
ગુલાબ દાવદી કેવડા સારકે, ચંપા અંબેલીયોરે લોલ. ૧૬
ગુલમોર ગુલબાસ ગુંદી તાહીકે, ગુલમેંહદી ધાવડીરે લોલ. ૧૭
જાઈ જુઈ મોગરો માલતી ઝાડકે, વેલી ખીલીરહીરેલોલ. ૧૮
ભાર અઢાર વનસ્પતી સારકે, પાર ન પામીએરે લોલ. ૧૯
વેલ ફલ ફુલના રોપકે, દીસે કંદ મુળીયાંરે લોલ. ૨૦
મોર પક્ષી કરે ત્યાં કલોલકે, બપિયા બોલતારે લોલ. ૨૧
બોલે કોકલ મીઠા બોલકે, સુડા સુદ્ધ બોલતારે લોલ. ૨૨
હંસ કબુતર હોલા અપારકે, હરિયલ ઉડતારે લોલ. ૨૩
હુદ્‌ હુદ્‌ પક્ષી કરે તાં કલોલકે, બગલા બોલતારે લોલ. ૨૪
વાઘ વરૂ ચીતરા સિંહકે, લોંકડી લોંમડીરે લોલ. ૨૫
સાવડી સસલા ને સીયાળકે, ઊલ્લુક ઉડતારે લોલ. ૨૬
ગીધ શ્વાન ને કાગ ચોરકે. વીઝુ રીંછડાંરે લોલ. ૨૭
ઝરણ પાણીના દીસે બહુકે, નદીયું ખળહળેરે લોલ. ૨૮
વન શોભા વરણીના જાએકે, પશુપક્ષી ઘણારે લોલ. ૨૯

ત્યાં શોભે નાયાનું ધામ કે, વનમા મહાલતારે લોલ. ૩૦
અરજી સુણજો ગોરજી સારકે, ખાકી વીનવેરે લોલ. ૩૧

---

## પદ ૨ બીજું.

---

રાગ ગરબી.

નાયો રમેછે વનડા માંહીકે, રહે બહુ હોંશથીરે લોલ. ૧
છેટે રથ એક દીઠો ત્યાંહીકે, આવે ઝુમતોરે લોલ. ૨
શોભા તેની વરણી ન જાએકે, જાણે રવી ઉગીયોરે લોલ. ૩
ચોરી જોડયા ઘોડા સારકે, હીમસીંગોટિયોરે લોલ. ૪
કળસ સોનાના ઝળકે સારકે, જગમગ્ જોતીયોરે લોલ. ૫
ધુઘરમાલો ઝણકે બહુકે, વાજીંત્ર જેમ વાગીયારે લોલ. ૬
મનડુ લલુચાણુ નાયાનુ સારકે, લૂટવા ચાલીયોરે લોલ. ૭
જઇને ઉભો સામો તાંહી કે, વેણ મુખ બોલીયોરે લોલ. ૮
કયાં રહેવું ને જાવું સારકે, શા કારણ આવિયારે લોલ. ૯
વન આછે રક્ષિત સારકે, તેમાં કેમ આવીયારે લોલ. ૧૦
આજ્ઞાવિણ આવે નહિ કોયકે, તમે કેમ આવીયારે લોલ. ૧૧
વણ આજ્ઞાએ આવે જેહ કે, તેને દંડ દિજીયેરે લોલ. ૧૨
હમે વનરાજા છૈયે સારકે, આવન માહેરૂંરે લોલ. ૧૩
કાઢો તમારા લુગડા દામકે, જરજેવર સાથનોરે લોલ. ૧૪

બળધ ગાડી મેલો આવારકે, નહિતર મારશુંરે લોલ. ૧૫
કહી તીર ચડાવ્યો ત્યાંહીકે, મન નવ ચેતીયારે લોલ. ૧૬
ભુલ્યો નાયો તેને દિનકે, ગોર નવ ઓળખ્યારે લોલ. ૧૭
ખાટીની અરજી મનમાં ધારકે, શરણે રાખજોરે લોલ. ૧૮

## પદ ૩ ત્રીજું.

[ રાગ ગરબી ]

બોલ્યા ગોરજી નાયાની સાથકે, હમે વટેમાર્ગુરે લોલ. ૧
દેશથી આવી દાક્ષણ જાશુંકે, કંઈ ન બગાડીયુંરે લોલ. ૨
મેં જાણ્યો છે ધણી એકકે, વન જંગલ તણોરે લોલ. ૩
સચરાચારી શ્રી ભગવાન કે, દેશ પૃથ્વી તણોરે લોલ. ૪
મારૂં તારૂં કેનું નહિ કે, ભાવી ભોગવેરે લોલ. ૫
હુંપદ કરતા હણાઈ ગયાકે, ટળવળી કેટલારે લોલ. ૬
મારવું બાંધવું મનથી સારકે, જેણે ભરમાવિયોરે લોલ. ૭
સરવે એક હરિ તું જાણકે, સમરથ સાથિયોરે લોલ. ૮
કરે હીંસા કપટ જારકે, ચોરી પાપિયોરે લોલ. ૯
પર નિંદા પરધનનું સુખ કે, તે દિન ચારનુંરે લોલ. ૧૦
જારે યમ પકડી જાએકે, નહિ કોય સાથીયોરે લોલ. ૧૧
કુટુંબ તારો ખાવા માગશેકે, નહિ પાપે ભાગિયોરે લોલ. ૧૨

જીવ તણાઈ મરે છે જેહ કે, અબુજ અભાગિયોરે લોલ.૧૩
સ્વાર્થિયો આ સંસારકે, મનર્થી માનજેરે લોલ. ૧૪
ધરમ રાજા લેશે હિસાબકે, પુન પાપ તોળશેરે લોલ. ૧૫
પુન ઘટી તારૂ વધશે પાપકે, નરકે નાંખશેરે લોલ. ૧૬
સગું ત્યાં આડે ના આવે કે, જ્યાં જમ મારશેરે લોલ. ૧૭
રોઈ રોઇ કરીશ પોકારકે, સાહેબ ભુલયોરે લોલ. ૧૮
માટે તુજને ચેતાવું આજ કે, મુક આ પાપનેરે લોલ. ૧૯
ખાકીદાસ તમારો સારકે, ટાલજો તાપનેરે લોલ. ૨૦

---

## પદ ૪ ચોથું.

---

[ રાગ ગરબી ]

નાયો મન સમજ્યો નહિ કે, ગોરશું બોલીયારે લોલ. ૧
બુદ્ધિ દ્રેષની જાએ કેમ કે, સંગે વીમળોરે લોલ ૨
કહે લુગડાં ઉતારો આંહીં કે, કહી તીર તાણીયુંરે લોલ ૩
ગોરજીએ સમજાવ્યો બહુ કે, તોએ ના માનીયુંરે લોલ ૪
સંગ વિના સત્ સંગના હોય કે, અંધ્ધને આરસી રે લોલ ૫
બેહેરો શું જાણે સંગિત કે, મુંગો ફારસીરે લોલ. ૬
અનુભવ વિણ અટકળના હોયકે, કાટે પારસ શું કરેરે લોલ ૭
ચેતાવ્યો તે ચેતે નહિ કે, અભીમાન જે અંતરેરે લોલ. ૮

સંગ વિણ ભકતીનહોયકે, સંગ વિણ ફળશું પામીયેરે લોલ૯
સંગે પાપ ને સંગે ધર્મ કે, સતસંગ અમોઘ છેરે લોલ. ૧૦
તિર લેઇ જેવો મારવા જાય કે, તિર નવ છુટીયોરે લોલ ૧૧
હાથ અટકયા તેના તાંહે કે, પગ નવ હાલીયારે લોલ. ૧૨
ચિત્તે આકુળ વ્યાકુળ થાયેકે, આ તે શું ઉપન્યુરે લોલ. ૧૩
ગોરે તેને દીધી બુદ્ધ કે, પુરવ પુનઃ ફળીયારે લોલ. ૧
નાયે ઓળખ્યા તેને દિનકે, જુગ તારણ આવીયારે લોલ. ૧૫
મારા મૂકાવશે એ પાપ, ભક્તિ આપશેરે લોલ. ૧૬
ગોર કહે મનથર રાખકે, સમજ આ સાનમાંરે લોલ. ૧૭
સ્વજનને તું જઈ પુછ કે, જમે જે સાથમાંરે લોલ. ૧૮
પાપ કમાઈનું આ ધન કે, ખરચોછો ખાંતથીરે લોલ. ૧૯
એ પાપને કોને શિરકે, કહો સૌ સાચથી રે લોલ. ૨૦
એનો ઉતર જલદી લાવકે, હમે અહીં થોભશું રે લોલ. ૨૧
એમ નાયાને મોકલ્યો સારકે, ખાત્રી પુછવા રે લોલ. ૨૨

---

સાખી.

---

નાયો ત્યાંથી ચાલીયો, ગયો પોતાને અવાશ;
દેજો ઉત્તર માહેરૂં, પુછુંછું જે ખાસ. (૧)



## પદ ૫ પાંચમું.

રાગ હિચની ધોળ.

હિંશાઽિ કરતાને વગડામાં રહેતા, ત્યાં દરશન ગોરે દીધાં રેમાં;
ન્યેણા લગાડયા સામળીયે. ૧
કુબુદ્ધિમાથી કબુના વિસરતા, લૂટતા પારકા માલરેમાં;
ન્યેણા લગાડયા સામળીયે. ૨
રથ ખેડાવી મુલતાનથી રે આવ્યા, આવ્યા તે મો કાજેરેમાં;
ન્યેણા લગાડયા સામળીયે ૩
ગ્રહસ્થ જાણીને લૂટવાને ચાલ્યો, તિર ચડાવીને તાણ્યારેમાં;
ન્યેણા લગાડયા સામળીયે. ૪
તીરનાં છુટેને હાથનાં વછુટે, બંધાણા વેણને બંધેરેમાં;
ન્યેણા લગાડયા સામળીયે. ૫
ચરણુંમાં જઇને વિન્તીજ કીધી, જાણ્યો પોતાનો દાસરેમાં;
ન્યેણા લગાડયા સામળીયે. ૬
સંદેશો એક તમુનેરે કાવ્યો, આ પાપમાં ભાગ કુટુંબનોરેમાં;
ન્યેણા લગાડયા સામળીયે. ૭
નાથાની વિનતી ઉરજ ધારો, ખાકી સદાનો તમારોરેમાં;
ન્યેણા લગાડયા સામળીયે. ૮

## પદ ૬ છઠ્ઠું.

રાગ હિંચની ધોળ.

કોણે ભરમાવ્યોને શિદને તું આવ્યો, પાપમાં ભાગ તે કોનારેમાં
દવ લગાડયો પાતળિયે. ૧
પેટજ ભરવો કુટબને પાળવો, તે ભાગ મને સેનારે માં;
દવ લગાડયો પાતળિયે. ૨
સ્ત્રિને પુત્ર તારે ઓશીંગળ, એક હું ઘયડી ડોસીરેમાં;
દવ લગાડયો પાતળિયે. ૩
તારે ફાવે તેમ હમનેરે પાળવા, તેમાંતે પાપહમને સેનારે માં;
દવ લગાડયો પાતળિયે. ૪
પુરાએ પુન પાપ સહુનારે સાથે, કરશે તે તેને માથેરેમાં;
દવ લગાડયો પાતળિયે. ૫
હમે સહુ તારા સ્વારથી સંગી, પેટ કાજે તને વળગ્યારેમાં;
દવ લગાડયો પાતળિયે. ૬
ખાવું પીવું તે હમનેજ વાહલું, તારા લાગ્યા તનેરેમાં;
દવ લગાડયો પાતળિયે. ૭
ડોસીની નાયાએ વાતજશાંભલી, જાણેતે ખાકી મનમાંરેમાં;
દવ લગાડયો પાતળિયે. ૮

## પદ ૭ સાતમું.

રાગ હિંચ ધોળ.

કૃપા કરી ગોરે દરશન દીધાં, શરણુંમાં હમને લીધારેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે. ૧
જુગેજુગજીવ તપસાઉ કરતાં, ત્યારે એકવાર દર્શન દેતારેમાં
વેણ શંભળાવ્યા સામળિયે ૨
કાને કુંડલ શિરતાજ બિરાજે, હાથે તે હીરાની વીંટીરેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે ૩
જરકસી જામાં તનમાં બિરાજે, સાવ સોનાની મોજડીરેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે. ૪
તેજ અનુપમ એ ગોરજીનું, લજવાણો સુરજ એથીરેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે ૫
વાંકડી મૂછોને આંખડી રાતી, મુખ સુકોમળ દીઠુંરેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે. ૬
હોઠ સુકોમળ ગુલાબસમ્ છાજે, દીઠું અહોનિશ હસ્તુંરેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે. ૭
ત્રિલોકીનાથએ મુજનેરે ભાસે, ચાલતું એની શરણેરેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે. ૮

નાચાના સ્વામિ પ્રગટ પધાર્યા, ખાકી શરણુંમાં શોભેરેમાં;
વેણ શંભળાવ્યા સામળિયે. ૯

---

## પદ આઠમું.

---

રાગ હિચ ધોળ

માન શિખામણ બેટા તું મારી, ગાંડો થયો તું સાથીરેમાં;
વેંગ વળગાડયું સામાળિયે. ૧
વનમાં ફરતોને મૃગ્યાએ રમતો, સિંહ નાકે તારી હાંકેરેમાં;
વેંગ વળગાડયું સામળિયે. ૨
આજ અટુલો શાથી તું બેટા, બીધો તે એટલું શાથીરેમાં;
વેંગ વળગાડયું સામળિયે. ૩
બે ઘડી થોભી સંતોષ લઇને, લુટી લાવોતે બેટા માલરે માં;
વેંગ વળગાડયું સામળિયે. ૪
ધીરજ ધારી હિંમ્ત ના હારો, એ છે રે આપણો ધંધોરેમાં;
વેંગ વળગાડયું સામળિયે. ૫
ઘણાક સાધુ ફકીર ફરે છે, કંઇક ધુતારા કંઇક ઢોંગીરેમાં;
વેંગ વળગાડીયું સામળિયે. ૬
કે જે તું પાપનો સાથી નથી કોઇ, જેનાં તે તેનાં સાથેરેમાં;
વેંગ વળગાડયું સામળિયે. ૭

૧૦૪૬૪૮



મારૂં મારૂં કહેશેને ખાવાને વળશે, પાપમાં ભાગનહિ લેશેરેમાં;
વેંગ વળગાડયું સામળીયે. ૮
મન મુઝાઈ ગોર પાસે ચાલ્યો, સર્વ તે ખાકી સમજ્યોરેમાં;
વેંગ વળગાડયું સામળિયે. ૯

---

## પદ ૯ નવમું.

—(?:?)—

રાગ હિંચ ધોળ.

મનખાં જનમ મારો એળેરે જાશે, જો ગોર ફરીને જાશેરેમાં;
વેણે બાંધ્યો મુને સામળિયે. ૧
વેણ જાણે મુખવેદ ભણેછે, બોલેતે અમૃત વાણીરેમાં;
વેણે બાંધ્યો મુને સામળિયે. ૨
ફરીને જાઉં હું ગોરજીની પાસે, બોલ્યું તે એમનું પાણીરેમાં;
વેણે બાંધ્યો મુને સામળિયે. ૩
એવા અવુલોકિક્ નાથ પધાર્યા, દર્શનથી દુઃખ ભાગેરેમાં;
વેણે બાંધ્યો મુને સામાળયે. ૪
કુટુંબ કબીલો વ્હાલો ન લાગે, વ્હાલું મને એક નામરેમાં;
વેણે બાંધ્યો મુને સામળિયે. ૫
ત્યાગ વર્તિ મારે હૃદયે વશીછે, ટાળું જનમના દુઃખરેમાં;
વેણે બાંધ્યો મુને સામળિયે. ૬

ખાવું પીવું મને વડીયેના રૂચે, ચોટયું તે ચિત્તમાં નામરેમાં;
વેણે બાંદ્યો મુને સામળિયે. ૭
દુઃખડાં સરવે ભાગીરે ગયાછે, અવસર સુખનો આવ્યોરેમાં;
વેણે બાંદ્યો મુને સામળિયે. ૮
પુર્વે જનમનો નાયોરે દાસછે, ખાકીની અરજી શાંભળોરેમાં;
વેણે બાંદ્યો મુને સામળિયે. ૯

---

## પદ ૧૦ દસમું.

——(o)——

રાગ હિંચ ધોળ.

જનમ જનમ મારા ઢુંડતા ગયાછે, છેહ હજુ નવ આવ્યોરેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૧
દેહી ધ્રુજે મારૂ કાળજુ કંપે, મનડું તે મારૂ મોહ્યું રેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૨
અમૃત ભોજન વિષ સમ લાગે. નીર તે જેવું સિંદ્ધુવરેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૩
ઘેર નવરહું હવે ગોર મુખે જાવું, દિલડામાં લાહે લાગેરેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૪
ચિત્ત ચોરી મને પરવશ કીધો, વેણેછે દાણા પ્રાણુરેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૫

તમે સૌ મારા સ્વાર્થિ સંગી, દુઃખમાં ભાગ નહિ કેનારેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૬
માયા બંધને પાસે પડયોતો, ગોરે તે મુજને ચેતાવ્યોરેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૭
માયાનો બાંધ્યો જીવ અંદ્ધ થયોતો, નયેણાતે ગોરે આલ્યારેમાં;
વાટ દેખાડી પાતળિયે. ૮
ખાકીની અરજી રૂદિયામાં રાખો, માધનના તમે સાથીરેમાં;
વાટ દેખાડી પાતાળએ. ૯

---

પદ ૧૧ અગીયારમુ.

રાગ હિંચ ધોળ

ડોસી રોઇ નાયાને વળગી, હમને ન મુકી જાશોરે માં;
દવ્ લગાડયો ડુંગરીયે. ૧
હમે સઉને આશા તમારી, દુઃખ દરિયામાં ન નાખોરે માં;
દવ્ લગાડયો ડુંગરીયે. ૨
બાળ વૃદ્ધ રોતા ટળવળતા, કોને તે તમે સોંપ્યારે માં;
દવ્ લગાડયો ડુંગરીયે; ૩
મરણુ અવતરણુ સૌનેરે માથે, તેમાંતે શું તમે બીધ્યારે માં;
દવ્ લગાડયો ડુંગરીયે. ૪
ભુકીં નાંખીને તનેરે ભરમાવ્યો, હવે હમે શું કરશુંરે માં,

દવ લગાડયો ડુંગરીયે. ૫
હરિ ભજનમાં દુઃખડાં છે મોટા, તે નહિ સેવાય તુજથીરેમાં;
દવ લગાડયો ડુંગરીયે. ૬
હાડ બળી તન પંજર પડેછે, રોમે રોમે લાયે લાગેરે માં;
દવ લગાડયો ડુંગરીયે. ૭
એ દુઃખ સેહવું અતીરે કઠણ છે, ઉછરેલ તું સુખમાંરે માં;
દવ લગાડયો ડુંગરીયે. ૮
મારૂં માનીતું એનેરે મુકી દે, રમવું જમવું સુખમાંરે માં;
દવ લગાડયો ડુંગરીયે. ૯
ખાકીનો સ્વામી વનમાં રહ્યાછે, નાયાને ચેન નવ થાયરેમાં;
દવ લગાડયો ડુંગરીયે ૧૦

---

## પદ ૧૨ બારમું.

---

રાગ હિંચ ધોળ

તારૂં સઉ મેં સાંભળ્યુંરે માડી, અન્તે તું પાપ મને દે છેરેમાં;
માયા લગાડી પાતળિયે. ૧
લોક કુટુંબ સૌ સ્વારથે વળગ્યા, પિંડમાં જ્યાં સુધી પ્રાણરેમાં;
માયા લગાડી પાતળિયે. ૨
રમવું જમવું હસવું ફરવું, જ્યાં સુધી ગાંઠમાં નાણું રેમાં;

માયા લગાડી પાતળિયે. ૩
સ્વપ્નાંતરનું સુખ મેં જાણ્યું, અમ્મર સુખને મોહ્યોરે માં;
માયા લગાડી પાતળિયે. ૪
હરીભજન વિના દુઃખનુરે મુળછે, લોક કુંટુંબ સૌ સાથીરેમાં;
માયા લગાડી પાતળિયે. ૫
પુરવ પુનઃમારૂ ઉદય થયુંછે, ત્રિલોકીનાથ મુને ભેટયારેમાં;
માયા લગાડી પાતળિયે. ૬
ભેદ બતાવી ભય દેખાડયો, સંસારઘાત સુણાવીરે માં;
માયા લગાડી પાતળિયે. ૭
કરણીની ભૂલથીઆઘેર આવ્યો, આમળ્યો તે મારો સાથી રે;
માયા લગાડી પાતળિયે. ૮
રોતીકકૂકળતી ડોશીનેમૂકી, નાયોઆવ્યોતે ગોરનીપાસરેમાં
માયા લગાડી પાતળિયે. ૯
ખાકી ઈચ્છે સેવા તમારી દાસને, દરશન દેજોરેમાં;
માયા લગાડી પાતળીયે. ૧૦

સાખી

માયા જાણી કારમા, નાયો ચતુરસુજાણ,
પ્રેમ ગાંઠ સજ્જડ પડી, વાગ્યા રૂદિયે બાણ. (૨)



## પદ ૧૩ મું.

રાગ હિંચ ગરબી.

મારા ગુરૂજીને દઉં વધામણીરે,
પ્રભુ આપે પધાર્યા શિરોમણીરે,
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ( ટેક )
મારા તનડાના તાપને ટાળવારે,
મારા હોડ હરીને છે ગાળવારે;
મારા ગરૂજીને દઉં વધામણી. ૧
મારૂ ડગુમગુ સરવે મૂકાવિયુરે,
હરીયે એકજ ચિંત્ત થોભાવિયુરે;
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૨
હરી આવ્યા પહેલો, હું જાણુતોરે
સેવકાઇના પદને પામતો રે;
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૩
સાહેબ આવ્યા તે સાચા સોબતીરે,
વાગી જુગમાં અભે નોબતીરે,
મારા ગરૂજીને દઉં વધામણી. ૪
દીનાનાથ દયાળને નમીયેરે,
એના વચન સરવે સમિયેરે,

મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૫
સગુ કુટુંબ સરવે ચોરછેરે,
માયા લાલચે થયા ઢોરછેરે ;
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૬
બોલે મીઠું ને ખાવા ધાયેછેરે,
ના હોય નાણું તો મારી જાયછેરે;
મારા ગુરૂજીને દઉં વધામણીરે, ૭
જોઇ જુગત વિચારી ચાલવુંરે;
ભેટી ગુરૂજી અભેપદ પામવું રે;
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૮
નાચો આવ્યો તે ગુરૂની આગળેરે,
નામી શીશને કંઠે ગાગળેરે;
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૯
સાહેબ માફ ગુનો કરો માહેરોરે,
મેં અપમાન કીધો તાહેરોરે;
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૧૦
નાયા કાકાએ વિનવ્યા નાથનેરે,
ખાકી રાખશો તે તારી લાજનેરે;
મારા ગુરૂજીને દઉં વધામણીરે. ૧૧

## પદ ૧૪ ચૌદમું.

---

### રાગ હિંચ ગરબી.

હવે ઉગારો ગુરૂજી અંધનેરે, હું તો પડયો છું ભવ બંધનેરે,
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. (ટેક)
આવાજી મને દુઃખ અતી પડયુંરે, કુટુંબ તે ફોલી ખઇગયુંરે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૧
મેં તો મેલ્યો આવા કુડા સાથનેરે, આવી ચરણે નમુંછું નાથનેરે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૨
મને અવળે પાટે બાંધિયોરે, પાપ ચોરી કરમે સાંધીયોરે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૩
મારા રૂદિયામાં હોળીઅતીબળેરે, મારી સર્વેને કરૂં પરલેરે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૪
મને કુડે તે કર્મે વલુગાડીયોરે, માર્ગ એકતે એજ દેખાડીયોરે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૫
મને ભૂલપડાવી વાટમાંરે, મને ખોટ ઉપજાવી ખાટમાંરે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૬
તમે મેહેર કરી મુજ ઉપરરે, મારૂં ભવિષ તે હવે ઉઘડેરે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૭

દીનાનાથ દયાળુ છો ઘણારે, દયાસાગર નથી કંઈ મણારે;
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. ૮
નાથાકાકાની વિનંતી સાંભળીરે,રાખો શરણે ખાકીને હે ધણીરે!
હવે ઉગારો ગુરૂજી અંધનેરે. [illegible]

---

## પદ ૧૫ પંદરમું.

---

રાગ હિંચ ગરબી.

ચરણ નહિ મૂકું સ્વામી તમ તણારે,
મારા પાપ વધ્યાછે અતીઘણારે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ તણારે. (ટેક.)
સ્વામી આવું તે હું તમ સાથમાંરે,
હવે નહિ રહું હું આ જગમાંરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ તણારે. ૧
હવે આપો તમારા ધર્મનેરે,
મારા છોડાવો પુરવ કર્મનેરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ તણારે. ૨
જે આજ્ઞા આપો તે કિજીયેરે,
માની વચન અખંડ સુખ લિજીયેરે;

ચરણ નહિ મૂકું સ્વામી તમ્ તણારે. ૩
મન ભાવે તે મુજને કહો કથીરે,
જવા દેવાનો હું તમ્ને નથીરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ્ તણારે. ૪
ખરી કસોટીયે હવે રળશુંરે,
લાવી સરવે તમ્ આગળ ધરશુંરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ્ તણારે. ૫
આપ વચને કપટ પર હર્યુંરે,
હવે એથી શું કહું તમને ઘણુંરે ?
ચરણ નહિ મૂકું સ્વામી તમ્ તણારે. ૬
ભાવે ભક્તિ કરીશું આપનીરે,
દિન રાત તે સેવા નાથનીરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ્ તણારે. ૭
ભૂલાંવ્યો કદી હવે નહિ ડગુંરે,
મેં જાણ્યું નથી કોઇ સગુંરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ્ તણારે ૮
કુટુંબ કબીલો સહુછે કારમુંરે,
મુવા પછી નહિ કરે બારમુંરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ્ તણારે. ૯

નાયાકાકાની અરજી સાંભળોરે,
ખાકીના સ્વામી આવી મળોરે;
ચરણ નહિ મૂકું સ્વામી તમ તણારે. ૧૦

---

## પદ ૧૬ સોળમું.

---

રાગ હિંચ ગરબી.

કીયા દેશ થકીરે તમે આવીયારે?
સંદેશો તે મારો લાવીયારે?
કીયા દેશ થકીરે તમે આવીયારે? (ટેક.)
રહેવાશી તમે તે કીયા દેશનાંરે?
છો સાથી તે મારા હમ્મેશનારે?
કીયા દેશ થકીરે તમે આવીયારે? ૧
કીયે કારણીયે તમે નીસર્યારે?
મારા ચિત્તડામાં તમે આવી વશ્યારે?
કીયા દેશ થકીરે તમે આવીયારે? ૨
કોણ નાત તમારી જાતડીરે?
પુછું કેહેજો તે સાચી વાતડીરે;
કીયા દેશ થકીરે તમે આવીયારે? ૩

કુળ જાત તમારી કોણછેરે ?
સાથે કેટલાક તે પરોણછેરે ?
  કીયા દેશ થકીરે તમે આવીયારે ? ૪
તમો જાઓછો કીયા દેશમાંરે ?
છો કેમ તે આટલા આવેશમાંરે ?
  કીયા દેશ થકીરે તમે આવીયારે ? ૫
જુગો જુગની વીગતું કહાવજોરે,
મારા મનડાની હોંશ પુરાવજોરે;
  કીયા દેશ થકીરે તમે આવીયારે ? ૬
તમે નીકળિયા કીયે કારણેરે ?
મને રાખજો આપને બારણેરે;
  કીયા દેશ થકીરે તમે આવીયારે ? ૭
સ્વામી અરજ હમારી સ્વિકારજોરે,
આ વિન્નતી ઉર ધારજોરે;
  કીયા દેશ થકીરે તમે આવીયારે ? ૮
વને વને ફરવામાં આપને શું કામછેરે ?
અહીં રહો આ રૂડું ધામછેરે;
  કીયા દેશ થકીરે તમે આવીયારે ? ૯
રૂડો ચણાવું મન્દિર માળિયારે,

રૂડા ચિત્રને આરસ ઢાળિયારે;
કીયા દેશ થકીરે તમે આવીયારે? ૧૦
નાયાકાકાએ વીનવ્યા ગોરનેરે.
નહિ રાચે તે ખાકી ઓરનેરે;
કીયા દેશ થકીરે તમે આવીયારે ? ૧૧

---

પદ ૧૭ સત્તરમું.

---

રાગ હિંચ ગરબી.

કહું નાયા તને વધામણીરે, દેશ પંજાબછે શીરોમણીરે;
કહું નાંયા તને વધામણીરે.
શેહેર મુલ્તાનછે ત્યાં શોભતુંરે,ત્યાં નિત્ત નિત્ત વાગે નોબતુંરે;
કહું નાંયા તને વધામણીરે. ૧
પીર કબીરદ્દીન બાપછેરે, મારા દાદા સુદરદીન આપછેરે;
કહું નાંયા તને વધામણીરે. ૨
પિતા તે સ્વર્ગે સીધાવીયારે, ગુજરાત જવાનું કહિ ગયારે;
કહું નાંયા તને વધામણીરે. ૩
માટે આવ્યા હમે આ વનમાંરે, હમે છૈયે મહમ્મદી જન્મારે;

કહુ' નાંચા તને વધામણીરે. ૪

હમે ફર્યાં તે દેશ જોવા કારણેરે, આજ આવ્યા તમારે બારણેરે;

કહુ' નાંચા તને વધામણીરે. ૫

વન્‌વન્ ફરવામાં વેણુ પળાયેછેરે, વિસરેલાને યાદી અપાયછેરે;

કહુ' નાંચા તને વધામણીરે. ૬

પહેલાં તે તો કેટલુંક ફરીયારે, ચાર ટોળીથી જીવ તરીયારે;

કહુ' નાંચા તને વધામણીરે. ૭

પંચમ વેળાનો ટોળ બાંધવોરે, ભકતુનાં તેસંગને સાંધવોરે;

કહુ' નાંચા તને વધામણીરે, ૮

સત્ પંથ તે હમે પાળીયેરે, અખંડ સુખ મહા પદ માળીયેરે;

કહુ' નાંચા તને વધામણીરે. ૯

દેશે દેશ ફર્યાં બોધ આપવારે, ત્રિવિધીનો બોજો કાપવારે;

કહુ' નાંચા તને વધામણીરે. ૧૦

બુહાનપુરથી હાલી આવીયારે, હમે જાતે તે સૈયદ કાવીયારે;

કહુ' નાંચા તને વધામણીરે. ૧૧

કુળ હાશમી મારૂં કહીયેરે, સદ્ બોધ તે પ્રેમે લેઇયેરે;

કહુ' નાંચા તને વધામણીરે. ૧૨

પીર ઇમામશાહ મારૂં નામછેરે, પરોણુ સાથે વેહેલ નામછેરે;

કહુ' નાંચા તને વધામણીરે. ૧૩

ખાસ્રીને તે સેવામાં રાખજોરે, અભેપદ તે તેને આપજોરે;
કહું નાંચા તને વધામણીરે, ૧૪

---

સાખી

ગુરૂજી તૈયાર થયા ચાલવા, નાંચો પલ્લવ સાહે;
સાથે લેજો વાલમાં, એકલડું નવ રેહેવાયે. (૩)



પદ ૧૮ અઢારમું. રાગ હીંચ.

સાથે હું આવું તમારી, વાલમજી સાથે હું આવું તમારી;
ચોટયાં તે ચિત્તડે મારી, વાલમજી સાથે હું આવું તમારી.
મધુર વચનને હું મોહીનેરે, વાતે વાગ્યા મુનેકારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૧
માતાજીને હું પુછવા ગયોતોરે, લાગ્યા તે વેણ અકારીરે;
વાલમજી સાથે હું આવું તમારી. ૨
લોભ કપટ દંભ દઇનેરે, ભાર મુકયો મને ભારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૩
જુગ્તે જુગત મે જાણીરે, થઈ બુદ્ધી છે એની નઠારીરે;
વાલમજી સાથે હું આવું તમારી. ૪
ભજનભાવ મુને સૂઝવા નાંદીધુંરે,કહે થઇ રહી વસ્તુઓ સારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૫
એક સંતાડેને એક મૂકેરે, એક ખાંતે ખરચે ધન ભારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૬
નાણું થઈ રહેતારે વીટી વળીનેરે, પોકાર કરે દુઃખકારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૭
પાંતીતે પાપની ના કહેછેરે, સુખમા વળગે ભારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૮

ઉધાઈ સમ્ તે વળગેરે, ખાંતે ખાયછે તે ડંખ મારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૯
સાથીડો સાચા હંમેશનારે, ચર્ણ નહિ મૂકું હું આ વારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૧૦
સંસાર સગલું નવ રૂચેરે, વિષ સમ લાગે નારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૧૧
બાકી તે વ્યાકુળ થયોછે રે, નાંચો સંગે આવે મોરારી;
વાલમજી સાથે હું આવું તમારી. ૧૨

---

પદ ૧૯ ઓગણીસમું.

---

રાગ હિંચ

સાથે લેવાનો તને ભાઇ, નાંચા સાથે લેવાનો તને ભાઇ;
રહેજે તું દી થોડા ચાંહીં, નાંચા સાથે લેવાનો તને ભાઈ.
॥ ટેક ॥
માયાનો પાસ તને પરબળ બેઠોરે, કાટ ઉતરશે તારો ચાંહીં;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૧
દેશ વિદેશ મારે ફરવુરે, તેથી રાખું છું તને ચાંહીં;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૨

વાણુ દઉં તે તું પાળજેરે, ફરજે તું દી થોડા ચાંહી;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૩
વિવેક વેરાગ કદીયે ના ચુકતોરે, માન શિખામણુ મારી;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૪
ઉત્તપત્તી સઘળી એક હરીનીરે, ઘટો ઘટમાં એકજ સાંઇ;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૫
જીવની હીંશા કદીયે ન કરવીરે કામને મારવો સાહી;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૬
ઉત્તપત્તી સ્થિતી પરલેરે, એ સરવે છે સાહેબ માંહીં;
નાંચા સાથે લેવાનો તને ભાઈ. ૭
વાદવિવાદ અહંકાર તજજેરે, ભક્તિ સાહેબની ધારી;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૮
કરતા હરતા શ્રી શાહો છેરે, તે રાખજે મનમાં ધારી;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૯
ધ્યાન તે ધણીનું ધરજેરે, જુગે જુગ રમ્યો મુરારી;
નાંચા સાથે લેવાનો તને ભાઇ. ૧૦
આશા ત્રશનાં દિલે ના ધરવી, પરનીંદા ને જુઠને વારી,
નાંચા સાથે લેવાનો તને ભાઈ, ૧૧

કઠોર વચન કદીએ ના કહેવું રે, દોશ બુદ્ધિ દૂર ધારી;
નાંચા સાથે લેવાનો તને ભાઈ. ૧૨
પર નારનો સંગ ના કરવોરે, ખાકી દુઃખનું મૂળ જાણી;
નાંચા સાથે લેવાનો તને ભાઈ. ૧૩

---

પદ ૨૦ વીસમું.

---

રાગ હિંચ.

વાત એક સાંભળ મારી, કહું તને વાત એક સાંભળ મારી;
રાખ તનડાના તાપને વારી, કહું તને વાત એક સાંભળ
મારી. (ટેક)
એક માટીનું સ્થુલ બન્યું છે, આગ પવન ને પાણી;
કહું તને વાતએક સાંભળ મારી.૧
તેજ ધરીને કાયા બાંધીરે, એમ માંહીં વશ્યા મોરારી;
કહું તને વાતએક સાંભળ મારી. ૨
પાંચ તે ચોર માંહીં વશેછેરે, કામ ક્રોધ લોભ જૂઠ ભારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૩
મોહને કબજે કરવોરે, એમ રહેવું તે મમતાને મારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૪

સંતોષ સમતા કદીયે ના ચૂકવીરે,રાખ માયાથી મનડું વારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૫
સ્નેહ એક સાચું સાંઇનું રે, જેણે ઉપની મેદની સારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૬
પ્રેમ વીના કોઈ પાર ન પામેરે, માહાપદ તે જે સુખકારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૭
અતી વેહ્‌વાર મિથ્યા જાણવોરે,જેમાં લોભકપટ હોયે ભારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૮.
દેહ કારણે અન્ન જળ લેવું રે, હરી પ્રસાદ સમ્ એ ધારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૯
હરવું ફરવું હરીની પ્રદક્ષિણારે, સૂવું બેશવું દંડવ્રત જાણી;
કહું તને વાત એક સાંભળ મારી. ૧૦
કારણ કર્મ તે એકજ જાણવારે, થાશે તો આન્નદ ભારી;
કહું તને વાત એક સાંભળ મારી. ૧૧
ચેસ્ટાઓ સઘળી હરીને સમર્પી રે, તજી દેવું તે હુંપદ કાઢી;
કહું તને વાત એક સાંભળ મારી. ૧૨
સાહેબ સેવામાં ખાકી રહેછેરે, જેવું તેવું તે મન માની;
કહું તને વાત એક સાંભળ મારી. ૧૩

---

## પદ ૨૧ એકવીસમું.

રાગ હિંચ.

રાખજે વાત મન ધારી, સુંદિર એક રાખજે વાત મન ધારી;
કહું જીવ સ્વભાવ વિસ્તારી, સુંદિર એક રાખજે વાત મન ધારી. (ટેક.)
સ્વભાવ જીવમાં જેટલા જડેછેરે, તેમાં શુભ અશુભ લે ધારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૧
અશુભ સ્વભાવે કરીનેરે, જીવ દુઃખ પામે છે ભારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૨
શુભ સ્વભાવે સુખ થાય છે રે, મહાલે તે મોહપદ માંહી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૩
ચાર સ્વભાવની વિગત લેજેરે, તે કહું તને વિસ્તારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૪
એક પશુને બીજો સિંહનોરે, ત્રીજે ભૂત દેવ ચોથે ધારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૫
તૃષ્ણા ભોગ અભિલાષારે, પશુપણું તે લેજે વિચારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૬
ખાવું પીવું ભોગ કામાદિકનાં રે, તેતો થાએઅ તેદુઃખકારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૭

ક્રોધનો સ્વભાવ એ સિંહનોરે, એ તો લક્ષણ છે હિચ્કારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૮
ઘાતકી ઇર્ષા કુવેણથીરે, મન વચન કર્મે એ ભારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૯
પ્રેતનો તો ભાવ એ છે રે, છલ કપટ ને દંભ ભારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૧૦
પ્રપંચે અતી પસ્તાશોરે, એથી જાશો તે નરકે મારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૧૧
દેવ સ્વભાવ જે દેહિમાંરે, બુદ્ધિ દીસે એકજ સારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૧૨
સુદ્ધબુદ્ધિ શુભ કામનીરે, વિધા વૈરાગને ભલાઇ;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૧૩
ખાકી તે વિનવે સાહેબનેરે, જેણે રચી આ મેદની સારી;
સુંદિર એક રાખજે વાત મન ધારી. ૧૪

---

## પદ ૨૨ બાવીસમું.

---

રાગ હિંચ.

મનડુ રાખવું વારી, માયાથી મનડું રાખવું વારી;
એક સાહેબ ઉર ધારી, માયાથી મનડું રાખવું વારી(ટેક.)

જીવરાજા દેહ મંડળનોરે, તેની સેના અતી સુખકારી;
માયાથી મનડું રાખવું વારી. ૧
ઉત્તપત્ત જીવની કીધીરે, તેનું કારણ કહું વિસ્તારી;
માયાથી મનડું રાખવું વારી. ૨
ભલાઇ જીવની શોધવીરે, એછે ઘણું અતી સુખકારી;
માયાથી મનડું રાખવું વારી. ૩
સુદ્ધ સાહેબની કરવીરે, જેણે રચીછે રચના આ સારી;
માયાથી મનડું રાખવું વારી. ૪
તેની રચનાએ મોહીનેરે, શોધવું હોય જે સુખકારી;
માયાથી મનડું રાખવું વારી. ૫
રચના આ સરવે સાહેબનીરે, ઓળખ ઇન્દ્રિયોને સારી;
માયાથી મનડું રાખવું વારી. ૬
પાંચ તત્વનું શરીરછેરે, વળી પિત કફ વાયુ દુઃખકારિક;
માયાથી મનડું રાખવું વારી. ૭
જેથી કરી ભય નાશનોરે, જેમ ભુખ પયાસ બહુ ભારી;
માયાથી મનડું રાખવું વારી. ૮
અગ્ની જળ સિંહ શત્રુરે, તેપણ અતીશે નાશકારી;
માયાથી મનડું રાખવું વારી. ૯
શરીર અર્થે અન જળ રચીયુંરે, તે લેવું નીમિત્તે ધારી;
માયાથી મનડું રાખવું વારી. ૧૦

બે જાતની સેના શરીરમાંરે, સ્થુલ સુક્ષમ જો જો ભારી;
માયાથી મનડું રાખવું વારી. ૧૧
સ્થુળ તે હાથ પગ ભાશેરે, સુક્ષમ તે પ્રેમ ક્રોધ જાણી;
માયાથી મનડું રાખવું વારી. ૧૨
જેથી કરી જય થાયછે રે, તેતો બુદ્ધીછે વિસ્તાર વાળી;
માયાથી મનડું રાખવું વારી. ૧૩
ખાકી યે સ્વામી ઓળખ્યારે, તેથી રહ્યું છે મનડું માની;
માયાથી મનડું રાખવું વારી. ૧૪

---

## પદ ૨૩ તેવીસમું.

---

રાગ હિંચ ધોળ.

ઓળખી લેજે મુરારી, જીવતું ઓળખી લેજે મુરારી;
રચનાં ચિત્તડે ધારી, જીવતું ઓળખી લેજે મુરારી; (ટેક)
પદાર્થ બેથી દેહ રચીછે, એમાં શોભે છે બારબારી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૧
જે નેત્રથી દ્રષ્ટે પડેછેરે, હાડ મૈંશાને ત્વચા સારી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૨
સુક્ષ્મ તેતો ચૈતન્ય છેરે, તેને [illegible];
જીવતું ઓળખી લેજે મુરારી. ૩

તંતો બુદ્ધિની આંખે જોવાયેંછેરે, માન વાતનું નાચા મારી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૪
સ્થુળ નેત્રથી દુર રહેછેરે, નિજ રૂપ તેજ તારૂં ભારી:
જીવતું ઓળખી લેજે મુરારી. ૫
ગુણછે જેટલા શરીરનાંરે, રાખ તેટલા આધીન ભાઈ;
જીવતું ઓળખી લેજે મુરારી. ૬
ચેતન પરદેશી જાણવોરે, તે કામે આવ્યોછે યાંહી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૭
એની ઓળખાંણે રહ્યોછેરે, ઉત્તમ જીવ તો અધિકારી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૮
પૂર્વેના પુનઃ પાપ ખમવારે, દુઃખ સુખ તે દેહના ધારી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૯
ભાગી અભાગી તેને કહેછેરે, કર્મા કર્મે તે લેજે ધારી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૧૦
શરીર તે આધીન રહેછેરે, તેથી લેવી તે ઓળખાણ ભારી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૧૧
સ્વભાવની ઓળખાણ જાણવીરે, એજ કુંચીતો મનમાં મારી
જીવતું ઓળખી લેજે મુરારી. ૧૨
એજ પુર્ષાતન કરવુંરે, ઓળખ જે ચેતન નામી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૧૩

એ ઓળખાણે બ્રહ્મ જાણવોરે, જે અમુલ્ય રત્નની ખાણી;
જીવતું ઓળખી લેજે મુરારી. ૧૪
બાકી આવ્યો આ દેશમાં રે, તે તો પરદેશી જાણવો માની;
જીવતું ઓળખી લેજે મુરારી. ૧૫

## પદ ૨૪ ચોવીસમું.

રાગ હિંચ.

વાત એક ચિત્તડે રાખી, લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી;
કઠોર કુવેણને શાંખી, લેજે ભાઈવાત એક ચિત્તડેરાખી(ટેક)
જીજ્ઞાસુ તે જુગમાં કહેવાયછેરે, મેલે પરથમ પાપને ત્યાગી;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૧
પરથમ અપેક્ષા ધર્મની થાયેછેરે, કેહેનિશ પાપતું ક્યાંથી;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૨
નિશપાપ તે દેવ કહેવાયેછેરે, પાપ રૂપ અશુર લેજે જાણી;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૩
તેથી ભ્ય સાહેબનું રાખવું રે, જાશે તે પાપ એથી નાશી.
લેજે ભાઈવાત એક ચિત્તડે રાખી. ૪

પાપનો ત્યાગએ લક્ષણ મનુષ્યનું રે, અશુર પાપમાં રહે માની;
લેજે ભાઈવાતએક ચિત્તડે રાખી. ૫
જેરે પુરૂષે મનશા ત્યાગીરે, રહે વ્યતિત્ત પાપોથી જાગી;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૬
ઉત્તમ મનુષ્ય તેને કહેવોરે, રહે સાહેબથી જે જાગી;
લેજે ભાઈવાત એક ચિત્તડે રાખી. ૭
પરથમ ઉત્તપત્તી જીવનીરે, તેતો નીચ પણેથી લાગી;
લેજે ભાઈવાત એક ચિત્તડે રાખી. ૮
આદીથી બળ ભોગનુંરે, તેથી બુદ્ધી તે શત્રુ લાગી;
લેજે ભાઈવાત એક ચિત્તડે રાખી. ૯
બુદ્ધિનું બળ ત્યાં નહિ ચાલેરે, એ પાછળથી તે આવી;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૧૦
બાળપણાથી ભોગે ઘેર્યોરે, હૃદય રૂપી તે એ ગઢ ભાઈ;
લેજે ભાઇ વાત એક ચિત્તડે રાખી. ૧૧
મન સ્વભાવ તેને વળગ્યોરે, તેને ખચિત્ત લેજે માની;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૧૨
નિર્મળ બુદ્ધે ન્યાય પ્રગટેરે, જીવ ભોગોને બેશે ત્યાગી;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૧૩

પુરૂષાર્થની અપેક્ષા થાયછેરે, નાંચા રહેજે તું ચિત્તમાં જાગી;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૧૪

ચો દિશ શાંઇને ખાણી ભાળેરે, જેણે લીધું છે એકજ માની;
લેજે ભાઇવાત એક ચિત્તડે રાખી. ૧૫

---

સાખી.

---

ચિત્ત નિર્મળ રાખજે, અંતર એકજ નામ;
સબ ઘટ સરખો જાણજે, ભવતારણ ભગવાન. (૪)



## પદ ૨૫ પચીસમું.

રાગ વેળાવલ.

નાચાપાળ જે એકજ વાણુ, સતૂપંથ જાળવી. (ટેક)
ધ્યાન ધરજે ગુરૂજીનું સાર, અંત્તર બીકના આણુવી. નાચા. ૧
ધર્યું સાહેબે અવતાર, ભક્ત લેશે જાળવી. નાચા. ૨
નરજી પ્રગટ આવે સાર, તને દેખાડું ભાળવી. નાચા. ૩
નાંચા જાણુજે દશમો અવતાર, શંખા મન ન આણુવી. નાચા ૪
જેણે ઓળખ્યા શ્રી નકલંક, લેશે તેને જાળવી. નાચા. ૫
જેથી નરજી પરશન હોયે, વરતી તેમાં તાણુવી. નાચા. ૬
હમે નાંચા જાશું નિર્વાણ, રહેજે ભાઇ જાળવી. નાચા. ૭
તને સાથે નહિ લેવાયે, અહીં વખત ગાળવી. નાચા. ૮
વળતા આવીશું હમે ચાંહી, લેશું તારે જાળવી. નાચા. ૯
ફરજે તું આટલા માંહી, વાણી તારે પાળવી. નાચા. ૧૦
રાખજે તું શ્રણું માહે, ખાખીની ચિંત્તા આણુવી. નાચા. ૧૧

સાખી

નાચો વિનવે ગોરને, રથ જોડયો જે વાર;
ભુલી ન જાશો વાલમાં, એક તારો આધાર. (૫)

## પદ ૨૬ છવીસમું.

——(o)——

રાગ હિંચ, વણજારાનો.

ગુરૂજીયે રથ જોડયો, મે જોડતાં દીઠો સાહેબજી. (ટેક)
રથ તમારો છોડો, છોડાવનાર નાંચો સાહેબજી; ૧
ઘડી એક ઉભલા રહોતો, હું પાણી લાવું સાહેબજી
દાતણ કરતાં જાઓ, પાણી લાવનાર નાંચો સાહેબજી. ૨
ઘડી એક ઉભલા રહોતો, હું નાવણ લાવું સાહેબજી;
નાવણ કરતા જાઓ, તે લાવનાર નાંચો સાહેબજી. ૩
ઘડી એક ઉભલા રહોતો, હું જામા લાવું સાહેબજી;
જામા લાવનાર નાંચો, ગુરૂને મન ભાવ્યો સાહેબજી. ૪
ઘડી એક ઉભલા રહોતો, હું પાથરણ લાવું સાહેબજી;
પાથરણ લાવનાર નાંચો, ગુરૂએ હાથ ઝાલ્યો સાહેબજી. ૫
ઘડી એક ઉભલા રહોતો, હું ભોજન લાવું સાહેબજી;
ભોજન કરતાં જાઓ, તે લાવનાર નાંચો સાહેબજી. ૬
ઘડી એક ઉભલા રહોતો, હું ફુલડાં લાવું સાહેબજી;
ફુલડાં લાવનાર નાંચો, ગુરૂ શું ચિત્ત લાવ્યો સાહેબજી. ૭

ઘડી એક ઉભલા રહોતો, હું સેવા લાવું સાહેબજી;
સેવા લાવનાર નાંચો, ખાકીને મન ભાવ્યો સાહેબજી. ૮

---

સાખી.

---

નાંચો વનમાં ટળવળે, ગોરજી ચાલ્યા જાયે;
જેમ દાવાનળ પ્રગટ્યું, તેમ નાંચો વ્યાકુળ થાયે. ૬



## પદ ૨૭ સતાવીસમું.

રાગ ભરથરીનો.

ગુરૂજી મુકી મુને કયાં ગયા ? દિલડે લાગી લાયેજી;
એકલો શું મેલી ગયા ? જીવું કોને આધારેજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧
ચિત્તડું તે સાથી ચોરીયું ? શું મારો અપરાધજી ?
ભાવે ભેટો લઇ બાથમાં, સહાય કરો દીનાનાથજી;
સાહે થજો સ્વામી માહેરા. ૨
પાપી પુરો છું વિશ્વમાં, જાણ્યા નહિ જુગદિશજી,
હાથ ઝાલો ગુણ સાગરા, ભમીયો દિવસ રાતજી;
સાહે થજો સ્વામી માહેરા. ૩
વન વિકટ બીહામણું ચો દિશ ખાવાને ધાયેજી;
સગા કુટુંબ બેની બંધવા, આ ભરણે લાગે અંગારજી;
સાહે થજો સ્વામી માહેરા. ૪
દર્શન દેઇને લોભાવિયો, માર્યા ન્યણના બાણજી-
કાળજું મારૂરે કોરીયું, વેંધ્યા મર્મ પ્રાણજી;
સાહે થજો સ્વામી માહેરા. ૫
લોહ બાણ જેને વાગીયા, તેતો બચ્યા કંઈ એક જીવજી;

પ્રેમે વેધેલો જીવ નહિ બચે, લાગી કાળજે ચોટજી;
સાહે થજો સ્વામી માહેરા. ૬
દેહ ધ્રુજેછે માહેરી, આંખે શોણિત ધારજી;
ગાત્ર મારારે ગળી ગયા, ઘાયેલ થયો સરદારજી
સાહે થજો સ્વામી માહેરા. ૭
કંપ વાયુ પ્રગટયો, થરથર કંપે શરીરજી;
સુદ્ધ નથીરે શરીરની, જુગ આ ખાવાને ધાયજી;
સાહે થજો સ્વામી માહેરા. ૮
દયાનિધી દયા કરો, દર્શન દેજો દીના નાથજી;
એક ઓશિંગળ તાહેરે, બીજે સુઝે નહિ કાંઇજી;
સાહે થજો સ્વામી માહેરા. ૯
જુગ જુઠાણું જાણતો, કષ્ટ વેઠતો નહિ કાંઇજી;
સાથે રહેતો મારા સ્વામને, દિન રાત કરતો સેવજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૦
દયા સાગર શિરોમણી, શકળ ગુણ ભંડારજી;
અરજી મારીરે શાંભળો, બોલાવો ચરણની પાસજી;
સાહે થાજો સ્વામી માહેરા. ૧૧
એવું હતું જાહેરે, નહોતો લેવો સાથજી:
દર્શન દેઇ ઘેલો કેમ કર્યો ? હવે કેમ રહુ નાથજી ?
સાહે થાજો સ્વામી માહેરા.૧૨

કર્મ મારા નવ જોજો સ્વામી, જોજો આપનું વેણુજી;
વેણે બાંધ્યા મુને લઇ જજો, આ વન ખાવા ધાએજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૩
કુવે ઉતરતાં વ્રત ટુટીયો, સાહેર બેડી વિખરાયેજી;
વનડે દાવા નળ સળગીયો, ઘરમાં લાગી આ લાયેજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૪
આધારે હવે કોને રહું ? નિરાધાર નહિ રહેવાયજી.
સજ્જન વછોવા કેમ સહું ? વળી જેનો આધારજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૫
પંખી સરવે ઉડી જજો, જઇને કહેજો વાતજી,
દાસ દુભાણો દુઃખથી, ગોરજી વાયોગ ના સહેવાયજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૬
કોયાલા તું બોલાવને, તારો મીઠો સ્વરજી;
તારે શબ્દે શાહો બોલશે, સોને મઢાવું તારી ચાંચજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૭
મોર તું ટઉકીયો, કંઇક દીઠા મારા નાથજી;
બોલ વીરા તુજને વીનવું, લળી લળી લાગું તુને પાયજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૮

વનચર વીરારે લોભીયા, કેમ લોભે લજવાવોજી,
દેખાડો દીના નાથને, કાંઇ વશ્યા એ કિર્તારજી;
સાહે થજો સ્વામી માહેરા. ૧૯

ભાવે ભેટોને ભો ભુધરા ! ભવે ભવનો દાસજી;
ઓધારણ ત્રિલોકના, ગુરૂજી આપ કિર્તારજી;
સાહે થજો સ્વામી માહેરા. ૨૦

વેણે બાંધ્યો શાંઇયાં, નાંયો નાહ જાયે બારજી,
દાસ ખાકીરે વિનવે, લજ્જા રાખણ હારજી;
સાહે થજો સ્વામી માહેરા. ૨૧

——(१:१)——

સાખી

---

લજ્જા રાખણ શાંઇયા, દર્શન દેજો પુર;
ઘટો ઘટે વશી રહ્યા, જ્ઞાનીને હજુર.



## પદ ૨૮ અઠ્ઠાવીશમું.

### રાગ ગરબી

સખી સોમે સરજન હાર, સુખડાં દેજોરે;
મારા દુઃખડાં કરજો દૂર, દર્શન દેજોરે. ૧
સખી મંગળે મહા ધામ, અખંડ અવિનાશીરે;
જપિએ નિશદિન સાર, ટાળે ફાંસીરે ૨
સખી બુધે સુધ બુધ્ધ એક, સાહેબની રાખોરે;
આપ્યો જેણે આ દેહ, તેશું પ્રેમ બાંધોરે. ૩
સખી બ્રેહસ્પતે બહુ નામ, તેનાં કહીયેરે;
જપીયે અંજપો જાપ, મહા સુખ લઇયેરે. ૪
સખી શુક્રે શોભે સાર, બીજવ્રત પુરોરે;
જે કરશે નરને નાર,નહિ રહેશે અધુરોરે. ૫
સખી શનીચે સકળ ગુણ જાણ, ઘટ ઘટ બોલેરે;
મહા વાચક જાણે જેહ, મહાપદમાં ડોલેરે. ૬
સખી રવીએ ઉગ્યા ભાણ, નાંચો વિનવેરે;
દર્શન દેજો નાથ, ખાકીરે સેવે . ૭

## પદ ૨૯ ઓગણ ત્રીસમું

---

રાગ ગરબી.

સખી કારતગે કંથ કિર્તાર, મુજને મળજોરે,
મારા ભવનાં બંધન સાર, પરલે કરજોરે. ૧
સખી માગસરે મેલી નાથ, હવે નવ જઇયેરે,
એક ઓશિંગળ જેહ, દુઃખ તેને ના દઇયેરે. ૨
સખી પોષે સોષે ઉર, વિરહે દુઃખ પીડે રે;
દર્શન વીના નાથ, જીવડું તલખેરે. ૩
સખી માહે મારો શાહ, આવી મળશેરે;
તેંયે થાશે આનંદ, કલ્પવૃક્ષ ફળશેરે. ૪
સખી ફાગણે ફૂલ્યા ફુલ, બહુ ભાંતીરે;
મારે અંગે થાયે ઉકળાટ, ધડૂકે છાતીરે. ૫
સખી ચૈત્રે ચિત્ત વ્યાકુળ, ગુરૂ ગમ સારૂરે;
વિનવું હું વારોવાર, દુઃખ બહુ પામુંરે. ૬
સખી વૈશાખે વાયુપુર, પ્રેમનો ચાલેરે;
અલબેલો દીનાનાથ, રૂદિયામાં સાલેરે. ૭
સખી જેઠે જેણે હઠ, એકજ માંડીરે;

લાગી સાંઇથી જેની ટેક, તે કેમ જાયે છાંડીરે? ૮
સખી અસાડે આવ્યો, વરસ વરસવા કાજેરે;
વહે નદિયું તે ધમ્રૂઘોર, પૃથ્વી ધ્રુજેરે. ૯
સખી શ્રાવણે સરવડ થાયે, વરસે છબૂકેરે;
મને તજી ગયાછે નાથ, કાળજું કંપેરે. ૧૦
સખી ભાદરવે ભરપુર, ભડ્ ભડ્ ગાજેરે;
રગે રગે કંપે અંગ, દિલડું દાઝેરે. ૧૧
સખી આસોએ આ ઠામ, ફરી ફરી થાકયોરે;
મારે આંખે આંસુ ધાર, શાહો મારો જાગોરે. ૧૨
સખી માસે પુરા બાર, પુરણ કીધારે;
આ નાંચો ફરે ચોદીશ, પ્રેમનાં બીધારે. ૧૩
સખી ગાયે શીખે આ માસ, પુરા બારેરે;
ખાકી તેને ના લોપે કામ, વિયોગ ના પામેરે. ૧૪

---

## પદ ૩૦ ત્રીસમું.

---

### રાગ ગરબી.

સખી પડવે પ્રેમનો પંથ, પુરણ પહેલોરે;
જે ચડીયોરે આ પંથ, આનંદ સેહલોરે. ૧

સખી બીજે બહુ ગુણવંત, અખંડ અવિનાશીરે;
ઘટો ઘટ બોલે નાથ, જંબુદ્વિપનો વાશીરે. ૨
સખી ત્રીજે ત્રિભોવન નાથ. ત્રવેણી ત્રસ્ટેરે;
વશી રહ્યા નિજ ધામ, ઓળખાયે સુરતેરે. ૩
સખી ચોથે ચતુરા નાથ, ચોદિશ ત્રશીયોરે:
જેને ગોર નર મળીયા સાર, તે રંગે રસીયોરે. ૪
સખી પાંચમે પુરણ પ્રેમ, જેને હૃદે વશીયોરે;
ઉગ્યો સોળ કળાનો સૂર, કાળજ ખસીયોરે. ૫
સખી છઠ્ઠે છલબલ દુર, મનની કરજોરે;
સત્ ગોરનું એકજ ધ્યાન, હૃદેમાં ધરજોરે. ૬
સખી સાતમે સાતે સાહેર, સેજે તરશેરે;
ટળશે ચોરાસી ફંદ, ગુરૂજીને વરશેરે. ૭
સખી આઠમે અલખ દાતાર, અલબેલો સ્વામીરે;
ભક્તિ વસ ભગવાન, અંતર જામીરે ૮
સખી નોમે નવનિધ, નવધા ભક્તિરે:
ટાળે ત્રિવિધીનાં તાપ, આપે મુક્તિરે. ૯
સખી દશમે દયાદાન, ગુરૂજીને દઇયેરે;
તનમન ધનને શિસે, ભાક્ત લૈયેરે. ૧૦
સખી એકાદસે અવિનાશ, જંબુએ પળિયારે;
આવી ટાળો હમારા દુઃખ, ભાવે ભળિયારે. ૧૧

સંખી બારસે બ્રહ્મ અવિનાસ, તજી કેમ જેયેરે;
મુને મારેલ મોહનાં બાણુ, સરણે લઇયેરે. ૧૨
સખી તેરસે ત્રિધા તાપ, તનનાં વારોરે;
જાંબુદ્વિપના નાથ; હાથ મારો ઝાલોરે. ૧૩
સખી ચૌદસે ચઉદ ભૂવન, ડોલવા લાગ્યારે;
નાંચાએ માંડયો તપ, ગોર મન જાગ્યારે. ૧૪
સખી પુનમે પૂરણ પુન, નાંચાનાં ફળિયારે;
ખાકીને મળીયા ગોર, ચોરાસીના ટળિયારે. ૧૫

---

સાખી.

કલ્પાંત કરે નાંચો અતી, આંખે શોણિત ધાર;
અનજળ તો રૂચે નહિ, ધાર્યો પ્રેમ સણુગાર. (૮)



## પદ ૩૧ એકત્રીસમું.

રાગ હિંચ, ગરબી.

ગોરજી કારતક મહીનો ક્રીમિયોરે,
એવો અણ શોભતો સંસારરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૧

ગોરજી માગસરે મનડું માહેરૂંરે,
ચિત્તડે ચોંટયા ચતુરસુજાણરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૨

ગોરજી પોશે પ્રેમે પોહોંચાડજોરે,
મારા દિલડે માનેલ હામરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૩

ગોરજી માહ માસે હોંસ એવડીરે,
રાખજો ચરણની માંહેરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૪

ગોરજી ફાગણે ફર્યો ફુદડીરે,
ફર્યો હું દિ ને રાતરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૫

ગોરજી ચૈતરે ચિત્ત ઉલટયોરે,
તજીયાં અન્ન જળ વસ્ત્ર અહારરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૬
ગોરજી વૈશાખે વિષ ટાળજોરે,
ટાળો જનમ મરણના દુઃખરે દયાળ:
પીરજી પરગટ પધારજોરે. ૭
ગોરજી જેઠે જેટલું વિનવું રે,
તેટલું ધરજો મારૂં ધ્યાનરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૮
ગોરજી અસાડે આવ્યો મેવલોરે,
મારા ન્યણે આંસુ ધારરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૯
ગોરજી શ્રાવણે સરવડ માંડીયું રે,
હૃદયે પ્રગટયો પ્રેમ અંકુરરે દયાળ:
પીરજી પરગટ પધારજોરે. ૧૦
ગોરજી ભાદરવે ભ્ય ભાંગીયોરે,
હજુયે ના મળિયા દીનાનાથરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૧૧
ગોરજી આસોએ અતી અકળાવીયોરે.

હજુયે ના મળિયા દીનાનાથરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૧૨
ગોરજી ખાકીની વિનતી સાંભળોરે,
નાંચો વિનવે દિ ને રાતરે દયાળ;
પીરજી પરગટ પધારજોરે. ૧૩

પદ ૩૨ બત્રીસમું.

રાગ હિંચ ગરબી.

ગોરજી પડવે પંથ દેખાડીયોરે,
તજી મુને ચાલ્યા કેમરે દયાળ?
પીરજી વેહેલેરા પધારજોરે. ૧
ગોરજી બીજે બળવંત સાથીયોરે,
મારા બાળો ભવના બંધરે દયાળ;
પીરજી વહેલેરા પધારજોરે. ૨
ગોરજી ત્રીજે તળશું એકલોરે,
મારે અંગે ઉભરેલ લાઓરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૩
ગોરજી ચોથે ચિત્ત ચીતવોરે,

આવો દેવાને દિદારરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૪
ગોરજી પાંચમે પુરો આશનેરે,
ઘણા વિત્યા વરસને માસરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૫
ગોરજી છઠ્ઠે વેહલા આવજોરે,
વરસ વીત્યા ફરતાં બારરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૬
ગોરજી સાતમે સેવા કીજીયેરે,
હવે એકલું રહ્યું નહિ જાયેરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૭
ગોરજી આઠમે આવો આ ઠામમાં રે,
મુજ દાસની કરવા સારરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૮
ગોરજી નોમે નેમ નહિ તુટસેરે,
ચોંટયા ચિત્તડે ચતુરસુજાણરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે; ૯
ગોરજી દશમે દીશ ભુલીયારે,
એક ચોંટયું શબ્દનુ બાણરે દયાળ;

પીરજી વેહેલેરા પધારજોરે. ૧૦

ગોરજી એકાદશી એક વાતડીરે,
સાલે મારા રૂદિયા માંહેરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૧૧

ગોરજી બારસે બળ બાંધવારે,
મેં તો જડિયા જીકરના બંધરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૧૨

ગોરજી તેરસે તીરથ દેહનું રે,
તેમાં રમવું દિવસ રાતરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૧૩

ગોરજી ચૌદસે ચો દિશ શોભતોરે,
તારો સચરાચારી રંગરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૧૪

ગોરજી પુનમે ચંદ ઉગિયોરે,
નાંયા ખાકીનો સરદારરે દયાળ;
પીરજી વેહેલેરા પધારજોરે. ૧૫

---

## પદ ૩૩ તેત્રીસમું.

---

રાગ હિંચ મરબી.

ગોરજી સોમે સૂરજ ઊગિયોરે,
તેના પ્રગટયાં પરબળ નુરરે દયાળ;
સંદેશો ના આવીયોરે. ૧

ગોરજી મંગળે ગંગા ઉલટીરે,
ચાલ્યાં અવળે પૂરે નીરરે દયાળ;
સંદેશો ના આવીયોરે. ૨

ગોરજી બુદ્ધે શુદ્ધ ઉડી ગઇરે,
હજુયે ના લાગ્યો પારરે દયાળ;
સંદેસો ના આવીયોરે. ૩

ગોરજી બ્રેહસ્પત વિત્યો વાતમાંરે,
રથડે થાઓને અશવારરે દયાળ;
સંદેસો ના આવીયોરે. ૪

ગોરજી શુક્રરે હવે શું કરૂંરે?
મારા તનડામાં લાગે તાપરે દયાળ;
સંદેસો ના આવીયોરે. ૫

ગોરજી સનીયે સરવે છુટીયુંરે,

મારા મોહ માયાના બંધરે દયાળ;
સંદેસો ના આવીયોરે, ૬
ગોરજી રવીયે રથ ખેડવોરે,
આવો દાંગ મૂલક મોઝારરે દયાળ;
સંદેસો ના આવીયોરે. ૭
ગોરજી અરજી ખાંકીની શુણજોરે,
નાંયો વિનવે વારમ્ વારરે દયાળ;
સંદેશો ના આવીયોરે. ૮

---

સાખી

કાગળ મોકલો ગોરજી, પહોંચે મનના કોડ;
વિનતી સાંભળો માહેરી, નથી જગતમાં જોડ. (૯)



## પદ ૩૪ ચોત્રીસમું.

---

રાગ ગરબી.

શાહોજી અલખ દાતાર, મારે ઘેર આવોને;
હું લળી લળી લાગું પાયે, મારા ઘેર આવોને. (ટેક)
દરશન કાજે દયા કરી, ઘેર આવોને;
મારા દુઃખ દારિદ્ર જાયે, મારે ઘેર આવોને. ૧
જંગલ જંગલ શોધીયા, ઘેર આવોને;
પામ્યો નહિ હજુ પાર, મારે ઘેર આવોને. ૨
શેરિયે પથરાવું ફુલડાં, ઘેર આવોને;
કંકુના પાથરણ સાર, મારે ઘેર આવોને. ૩
પોઢણ આપું ઢોલિયા, ઘેર આવોને;
ઓઢણ આપું ચીર, મારે ઘેર આવોને. ૪
દાતણ આપું શોભતાં, ઘેર આવોને;
નાવણ આછા નીર, મારે ઘેર આવોને. ૫
સેવ સુંવાળી લાપસી, ઘેર આવોને;
સાથે ગળ ગળિઓ કંસાર, મારે ઘેર આવોને. ૬
ભાત પીરશું ભાવથી, ઘેર આવોને;
ઘેબર ખાજા સાથ, મારે ઘેર આવોને. ૭

બાસુદી પુરી પીરશું, ઘેર આવોને;
શિખંડ જલેબી નાથ, મારે ઘેર આવોને. ૮
દુધપાક પેંડા ભાવથી, ઘેર આવોને;
સુતરફેણી બરફી સાર, મારે ઘેર આવોને. ૯
ભજીયાને ભાજી રાંધીયા, ઘેર આવોને;
શાક કર્યા તૈયાર, મારે ઘેર આવોને. ૧૦
કરી કડી કચોળીયો, ઘેર આવોને;
દાળ દુધી સાથ, મારે ઘેર આવોને. ૧૧
બદામ કાજુ દ્રાક્ષડી, ઘેર આવોને;
લાવું મેવો અપરંપાર, મારે ઘેર આવોને. ૧૨
મુખ્વાસ આપું શોભતા, ઘેર આવોને;
જમજો નિત્ત નિત્ત નાથ. મારે ઘેર આવોને. ૧૩
નાંયાના સ્વામી સાંભળો, ઘેર આવોને;
ખાકી વિનવે વારોવાર, મારે ઘેર આવાને. ૧૪

---

સાખી.

---

ભોજન લાવું ભાવથી, ભવ તારણ ભગવાન;
વાલમ વેહેલા પધારજો, જમવા શુંદિર શ્યામ. (૧૦)

## પદ ૩૫ પાંત્રીસમું.

રાગ હીંચ ધોળ.

કેમ દઉં તમનેરે હરી જાવા?
રહેજો મારા અંતશકરણમાં બાવા. (ટેક)
સાને વ્હાલા વનડે ગયાછો મેલી?
કેમ દુઃખ જાયેરે હો કેલી? કેમ દઉં-૧
સાને વ્હાલા મનડું તે મારૂં ચોર્યું?
કાળજું પ્રેમેરે હો કોર્યું. કેમ દઉં-૨
સાને વ્હાલા દરશન દીધાં પેહેલા?
હવે કેમ કીધાંરે હો ઘેલા? કેમ દઉં-૩
ગોરજી વિયોગ તારો સાલે,
પ્રેમરસ તારૂં રે મુને બાળે. કેમ દઉં-૪
સત્ ગુરૂસેવા તારી કરશું,
લોકડિયાથીરે નહિ ડરશું. કેમ દઉં-૫
મારા મનડામાં હોંસ છે મોટી,
છેદજો વાસ્નારે હોયખોટી. કેમ દઉં-૬
ચિત્તડું નિર્મળ કરજો મારૂં,
નામ નહિ મેલુંરે શાહતારૂં કેમ દઉં-૭

ધારી ધારી વાટ જોઉં છું વાહુલા,
ભાંગો રૂદિયાનારે તાળા. કેમ દઉ–૮
બાવાજી વાર લગાડો સાને ?
નહિરહે ચિતડું રે હવે ઠામે. કેમ દઉ–૯
ગોરજી સેવકથી કેમ રૂઠ્યા ?
બાંધેલ વેણનારે નથી ટુટયા. કેમ દઉ–૧૦
સ્વામી અરજ શુણજો કાને,
નાંથાનું મનડું રે જેમ માને. કેમ દઉ–૧૧
ભવ બંધન કૂપમા ડૂલ્યો.
જુગચારે રે હું ભૂલ્યો. કેમ દઉ–૧૨
જ્યારે સંચિત્ત મારૂં ફળશે,
માહાદુઃખ મારૂં રે હો ટળશે. કેમ દઉ–૧૩
ખાક્ષીની વિનતી શુણજે.
શંકટ સરવેરે હો હરજે. કેમ દઉ–૧૪

---

પદ ૩૬ છત્રીસમું

---

રાગ હિંચ ધોળ.

કેમ ગયા મેલીરે હોબાવા ?
મુને ધાયેછે આ જુગ ખાવા. (ટેક)

જ્યારે મુને મેલીને જાવુતું વાહૂલા ?
શાને કીધારે આવા ચાળા ? કેમગયા-૧
ચિત્ત મારૂં સાહેબજીથી લાગ્યું,
ભાગ્ય મારૂંરે હોજાગ્યું. કેમગયા-૨
થયો હું એક ઓશિંગળ તારે,
વેણલાં તારારે મુને સાળે. કેમગયા-૩
જાણે ઘુઘર માળું ઝણકે,
ગોરજી આવેરે એરણ કે. કેમગયા-૪
મારે ચિતડે ચટ્પટ્ થાયે,
લાગે અંગમાંરે હોલાયે. કેમગયા-૫
પીરજી દરશન દેવા ધાવો,
બુડતી બેડીને હો સાવો. કેમગયા-૬
જુગેજુગમાં ભટ્કી મરીયો,
માહ જળધારીરે આદરિયો. કેમગયા-૭
ગોરજી પાર લગાડો બેડી,
બુડતાં લેજોરે હો તેડી, કેમગયા-૮
વાહલા મુને નામ તે વાહલું લાગે,
ભાવટ જેથીરે હો ભાગે. કેમગયા-૯
ગોરજી નામ ઇમામશાહ તારૂં,

કામ ના બગડેરે હો મારૂં. કેમગયા–૧૦
ક્યીયે દેશ પધાર્યા મેલી ?
ધાજો દુઃખમાં રે હો બેલી. કેમગયા–૧૧

હવે મુને ભીડ પડીછે ભારી,
વાટ એક જોઉંછું રેહો તારી ! કેમગયા–૧૨
હું પ્રેમે બંધાણો પ્રિતે,
ચોટયાં મારેરે હો ચિતે. કેમગયા–૧૩

નાંચો દુરબળ દાસ તારો,
કારજ એનારે હો સારો. કેમગયા–૧૪
ખાસ્રી ભાવ ધરે જે પ્રિતે,
ગોરજી ભેટેરે ભલી રીતે. કેમગયા–૧૫

---

સાખી.

ભાવ ખાસ્રી રાખવો, ભજવા ભવતારણ ભગવાન;
પ્રેમે પગ ગુરૂ પુજવા, ગુરૂ ગોવિંદજ જાણ. (૧૧)



## પદ ૩૭ સાડત્રીસમું.

રાગ વેરાવલ.

દુઃખડાં કેમરે સેહેવાશે? નાથ વિયોગી નહિરે રેહવાશે? (ટેક)
જનમ દુહાગણ હુઇ જેનારી, ધિક્ક પડયો અવતાર,
વિર્હે દુઃખ મુને પીડે, મળો શાહોજી લાલ,
દુઃખડાં કેમરે સેહેવાશે? નાથ વિયોગી નહિરે રેહેવાશે? ૧
કોને કહું વિનંતી મારી? મુજ અબળા અવતાર;
નાથ નિરંજન એક અવિનાશી, મહમ્મદશાહ દાતાર. દુઃખડાં-૨
જનમ જનમ મારા ઢુંડતાં ગયા, હજુએ ના લાધ્યો પાર;
આશા મુજનેએક તમારી, શ્રીનિષ્કલંકી અવતાર. દુઃખડાં-૩
કરણી હમારીના જોજો સ્વામી, કરતાં ના આવડે કાંયે;
એક ઓશિંગળ હુંતો તમારી, ઝાલોને મુજબાંયે. દુઃખડાં-૪
નથી કીધું નથી દીધું, નથી લીધું કંઈ સાથ;
અબળા અવળાનાં અવગુણ શાંખી, રાખો ચરણની પાસ. દુ-૫
ઓધારણ ત્રિલોકનાં, રબ્ જુગ સરજન હાર;
દાસ ખાકી રે વિનવે, ઉતારો ભવપાર. દુઃખડાં-૬

નાંચાના સ્વામી પ્રગટ આવો, દેવાને દિદાર;
જુગોજુગનો ભુલેલો જીવડો, શરણે છું કિર્તાર. દુઃખડાં. ૭

---

સાખી.

પ્રગટ આવો વાલમાં, વેળા વહિ વહિ જાયે;
દયા સાગર શિરોમણી. ઝાલ્યા તમારા પાયે. (૧૨)



## પદ ૩૮ અડત્રીસમું.

રાગ બિહાગ વેલાવળનો.

વાલમજી વેહેલા વળજો, દુઃખડાં સરવે હરજો;
    અવગુણ સઘળા ચિત્ત નવ ધરજો. વાલમજી–૧
વાલમજી વેગે આવો, મન વાંચિત્ત ફળ લાવો;
    અલખ નિરંજન કાવો. વાલમજી–૨
નકલંકી રૂપ તમારૂં, મન હરી લીધું હમારૂં;
    અવલોકિક રૂપ કામણ ગારૂં. વાલમજી--૩
હમો અવગુણનાં ભરિયા, આપ નિરંજન દરીયા.
    એવા અમુલ રતનનાં ભરિયા. વાલમજી–૪
વાલા વિયોગ નવ શેહેવાયે, એ દુઃખડાં કોને કેહેવાયે ?
    આ કાળજડું બળી જાયે. વાલમજી--૫
છેલ્લું રૂપ તમારૂં, ભાંગો દુઃખ હમારૂં;
    નરમહમ્મદશાહ નામ તમારૂં. વાલમજી–૬
અરજ ખાકીની સુણજો દુઃખડાં સરવે હરજો;
    શરણમાં રાખી લેજો. વાલમજી--૭
નાંયો દાસ તમારો, કારજ એનું સારો;
    ભવ બંધન સરવે બાળો. વાલમજી–૮

## પદ ૩૯ ઓગણચાલીસમું.

રાગ બેહાગ વેળાવલ.

ભીડપડી મૂરારી આવો નકલંક અવતારી;
અવલોકિક્ મૂર્તી તમારી. ભીડપડી—૧
ફરતા યુગમાં કેમ આવ્યા ? કોણે તમને તેડાવ્યા ?
આજનાં આવોતો થાશો ઠગૂરાયા ! ભીડપડી--૨
શંખવાને કેમ હણિયો ? દોશ તેનો શો ગણિયો ?
અમરિખ એવો શો મણિયો ? ભીડપડી--૩
પ્રેહલાદે શું બાંધી લીધા ? એવાં કામણ સેને કીધા ?
હરણાકંશથી જરા નવ બીધા ? ભીડપડી—૪
એવા હો બળવંતા, નરમહમ્મદશાહ ગુણવંતા;
નિજ નામને વંદા તે વંદા. ભીડપડી—૫
એવા અનેક કામ તમારા, ભક્ત અનેક ઓધાર્યા;
આજના આવોતો કઇએ ચૂતારા. ભીડપડી--૬
કોલ સેનો લીધો ? દુઃખ દાવાનળ દીધો;
તું કોનાથી બીધો ? ભીડપડી—૭
અરજ કેમના શુણે કાન ? કંઇક હમારૂં માન;
ખાકીને દાસ નિરંતર જાણ. ભીડપડી--૮

——(?:?)——

સાખી

દાસ જાણજો ખાકીને, સેવે નિશદિન સાર;
આશા એકજ તાહેરી, અન્નંતના સરદાર. (૧૩)



## પદ ૪૦ ચાલીસમું.

રાગ ભજનનો

વેગે વેહેલા આવોરે,
બીડું મારી ભાગવા રેજી;
આજે નરમહમ્મદશાહ દાતાર,
વેગે વેહેલા— ટેક.
સંસારિક બંધનરે, નિત્ત દમેરેજી,
આવી આપ છોડાવો મુરાર. વેગે વેહેલા–૧
સુરતી મારીરે, પરવરતીને પાલે પડીરેજી,
એવા અવગુણ સહ્યા નવ જાયે. વેગે વેહેલા–૨
મુજનેરે, દેહીના દુઃખ અતી દમેરેજી,
પંચભૂત વાર્યા નવ જાયે. વેગે વેહેલા–૩
દયાદાન મુજનેરે, રૂચે નહિરેજી,
વિવેક વૈરાગ નવ ભાયે. વેગે વેહેલા–૪
છે તું ઓડોરે, નથી વેગળોજી,
પણ અંધારે ગોથાં ખવાયે. વેગે વેહેલા–૫
મળેરે સતગુરૂ, અનુભવીરેજી,
તેયે જીવ ઇશ્વર એકજ થાયે. વેગે વેહેલા–૬
એવો અલ્બેલોરે મારો નાથછેરેજી,

નામતે ગુણનાં કહેવાયે. વેગે વેહેલા—૭
નામ રૂપતારૂંરે કેવી રીતે ઓચરૂરેજી?
જે અલખનિરંજન કહેવાયે. વેગે વેહેલા—૮
તે આજેરે અરબી રૂપે આવીયારેજી,
જાંબુદ્વિપે લીધો અવતાર. વેગે વેહેલા—૯
શોળ કળાએરે સૂરજ ઉગીયારેજી,
ગોર ઈમામશાહને દરબાર. વેગે વેહેલા—૧૦
કરણ કલંક મારે જે નર રમીયોરેજી,
તે અચ્યો અનંત કરોડી કાજ. વેગે વેહેલા—૧૧
સાએ ક્રીધીરે કરોડા કરોડનીરેજી,
તેમ ખાકીને લેજો ઓધાર. વેગે વેહેલા—૧૨

---

સાખી.

---

નાંચા નિર્મળ ચિંત્તથી, રૂદિયે આનંદ ધાર;
ભક્તિભાવે હરી મળે, ચેતો ચેતનહાર. (૧૪)



## પદ ૪૧ એકતાલીસમું.

રાગ વૈદભીવનમાં વલવલે.

સમરણ કરતા દિન ગયા, હજુએ ના લાધ્યો પાર;
ગુરૂજી ક્યારે આવશે? ૧
વન વિકટ બીહામણું, ચોદિશ ખાવાને ધાયે. ગુરૂજી—૨
વાઘ વરૂને શીયાળવા, ચિતરા ફરેરે ચોદીશ. ગુરૂજી—૩
રીંછ વાંદરને શાહુડી, લોંકડી દેછેરે ફાળ. ગુરૂજી—૪
સાંપ ચીતલને વિંછવા, અગિયર મહા મુખફાટ. ગુરૂજી—૫
જંગલમા બહુ જીવડા, ગુરૂજી જુવેછેરે વાટ. ગુરૂજી—૬
મારે હૈયડે હોળી બળે, ચિત્ત વ્યાકુળ થાયે. ગુરૂજી—૭
મોર પોપટ બોલે ઘણા, ધરે તમારીરે આશ. ગુરૂજી—૮
ચિત્તડે મારે ચોંટી રહ્યા, વિત્યા દિવસને માસ. ગુરૂજી—૯
ઓધારણ ત્રિલોકના સબ જુગ સરજન હાર. ગુરૂજી-૧૦
વેણે બાંધ્યો મુને વિઠ્ઠલા, થયા આપ અલોપ. ગુરૂજી-૧૧
ઘરબાર મુજને મુકાવીયો, મેલ્યું તારે વિજોગ. ગુરૂજી-૧૨
રોઇરોઇ નયણે નીર ખુટયા, ચાલે શોણિત્ ધાર. ગુરૂજી-૧૩
બાણ માર્યાં મુને કારમા, કાળજે છેદ અપાર. ગુરૂજી-૧૪
ધણ વિખુટી મૃગલી, ચરે અન્નનાં ત્રણ. ગુરૂજી-૧૫

નીર વિખુટી માછલી, છાંડે ઘડીએક પ્રાણ. ગુરૂજી—૧૬
જીવ કઠોર મારૂં કેટલું? હજુયે ના મૂકે થંત. ગુરૂજી--૧૭
ડગડગ ઉઠે ડુંગરા, સુજે નહિ મુને પંથ. ગુરૂજી—૧૮
દાહ દઇ મુને શું ગયા? રીશ કરોનહિ કંથ. ગુરૂજી--૧૯
ચરણ ઉઠે નહિ ચાલવા, થરથર કંપે શરીર. ગુરૂજી--૨૦
વરસ વિત્યા કંઈ માસનાં, રહેતી નથી હવેધીર. ગુરૂજી--૨૧
મેળો કરો મારા નાથજી, વેળા વહિવહિ જાયે. ગુરૂજી--૨૨
ચિતડે ચોંટયા હવે કેમ ખશો? ભલેશીસજોજાયે. ગુરૂજી—૨૩
નાંયાની અરદાશ એટલી, દાસને દેજો દીદાર. ગુરૂજી--૨૪
ખાકી સેવક સેવશે, સેવા તમારી રે સાર. ગુરૂજી—૨૫

---

પદ ૪૨ બેતાલીસમું.

---

રાગ સેદખાનની વિનંતીનો.

દર્શન દેજો દીનાનાથ: દાસીછું, નાથ દર્શનદો;
સાહે થાઓ સરજનહાર; દાસીછું, નાથ દર્શનદો. (ટેક.)
ભવે ભવ મારા વિજોગે ગયાંછે,
સંજોગ કરો સ્વામીનાથ;
દાસીછું, નાથ દર્શનદો— ૧

ચારે જુગની ચેલી તે હારી,
પરણો પ્રેમે પ્રેમ નાથ. દાસીછું, નાથ. ૨
બંધન મારા આવી છોડાવો,
માયાના પાસ જુગ નાથ. દાસીછું, નાથ. ૩
કરોળિયોરે તારે બંધાણો.
તેવી થઈ મુજ ઘાત. દાસીછું, નાથ. ૪
તાંતણો તેણે પેટથી કાઢયો,
તેથી થઇ તેમાં ઘાત. દાસીછું, નાથ. ૫
માયા બંધન તેવુંજ જાણો,
તેવો કુટુંબનો સાથ. દાસીછું, નાથ. ૬
વિંછણને જેમ બચલે ખાધી,
તેમ ખાયે પરીવાર. દાસીછું. નાથ. ૭
ગુનાહ હમારા જોજે ના સ્વામી,
દયા કરોને દાતાર. દાસીછું, નાથ ૮
દીન વચન દિનતાના જાણો,
દુર્બળ મુજ અવતાર. દાસીછું, નાથ. ૯
ભવબંધનમા આવી ફસ્યો છું,
ફાંસી કાટો દીનાનાથ. દાસીછું, નાથ. ૧૦
ચરણ કમળ મારાં ચિત્તડે ચોંટયા,
લેહ લાગી દીનાનાથ. દાસીછું, નાથ. ૧૧

વિકટ વાટે હું રે પડયોછું,
તમે ઝાલો મારો હાથ. દાસીછું, નાથ. ૧૨
વિલંબ હવે ના કરશો સ્વામી,
નહિ રહે બાજી હવે હાથ. દાસીછું, નાથ. ૧૩
કૈંઇયે બધાંણા શું ફંદે ફસાણા ?
વાર ઘણી થઈ નાથ. દાસીછું, નાથ. ૧૪
આકુળ વ્યાકુળ કાળજું કંપે,
ધારણ કેવી રહે નાથ ? દાસીછું, નાથ. ૧૫
વનવગડામાં મેલી ગયા છો,
કંઇક કરો કૃપાનાથ. દાસીછું, નાથ. ૧૬
પાલ ફુટી નીર વહી ગયા છે,
કેમે વળે મારો સાથ ? દાસીછું, નાથ. ૧૭
વરસા રૂતુમા વીજે ચમકે,
વાદળે માંડી ઘમઘોર. દાસીછું, નાથ. ૧૮
સરદ રૂતુમા ઝાકળ મારે,
બરફ કરે છે ઠોર. દાસીછું, નાથ. ૧૯
ઉનાળે ઊકળાટજ ઊડે,
રોમે રોમે ઉઠે લાયે. દાસીછું, નાથ. ૨૦
એટલા કષ્ટ કાયા કહેછે,
પણ મનમાં આનંદ થાયે. દાસીછું, નાથ. ૨૧

ગુરૂજી મળતાં વિઘન જાશે,
જાશે પ્રલેકાળનું પાપ. દાસીછું, નાથ. ૨૨
નાંચો તમારો સેવક સદાનો,
ખાકી આપનો દાસ, દાસીછું, નાથ. ૨૩

---

પદ ૪૩ કિબત્ત. ૧.

એસો રોશન ઉજિયારો, જાપે ભહાન શશીકા વારો;
કબીર દિનકા પ્યારો, જાને નાઉંફખર મેં પાયોહે.
પ્રેમશું બનાયો, કર્તા આપહી રચાયો;
દ્રસ્ટ પડત બ્રહ્માયો, સેસ્ટકો ગુર કાયો હે
આયે હો કૃપાલ, મોયે લીજીયો સંભાલ;
કબીર દિનકે લાલ, મેને તેરોહી જશ ગાયો હે.
અહમદ નિરૂધારા કહે, તેરોહી આધાર;
નાવ કીજીયો નિહાર, મન ઇમામોદિન સમાયોહે. ૧

---

પદ ૪૪ કિબત્ત. ૨

સાચે નરમેરે, નાવ મેરીકો લગાઓ પાર
બેઠી હું કિનારે, મોએ તે રોહી શહારો હયે.
પડી હું ઓથાહ, નહિ પાવત હે થાહ;

ઘેરી ભંવરને આયે, નહિ સુજત કિનારો હયે.
ઉતરૂંગી પાર, મેંતો ઠહારી મઝધાર;
જિન્કો સહારો, વોઇમામોહિનકો પ્યારો હે.
આહમદ તું ચિંત્તા અબમતકર;
મન્ અપને મેં ઉતરેગો પાર, નરમેરોમતૂવારોહે. ૨

---

સાખી.

નાંચે વિનંતી અતી કરી, કીધી ત્રણુસેને સાઠ;
ગુરૂજી મન ચેતીયા, રચ્યો લેવાનો ઠાઠ. (૧૫)



## પદ ૪૫ ।પસ્તાલીસમું.

રાગ ગરબી.

ગોરજી ફરીયા મુલક ચોવીસકે, આવ્યા વનમાંરે લોલ. ૧
નાંયો વિલાપ કરેછે ત્યાંહીકે, હજુયે ના આવીયારે લોલ. ૨
મન મળવાની મોટી હોંસકે, પાર કેમ પામિયેરે લોલ. ૩
ના આવ્યા ચતુર શુજાણકે, ટળવળી મરશું રે લોલ ૪
ગુરૂ સમજ્યા નાયાની સાનકે, રથ ખેડવ્યારે લોલ. ૫
આવ્યા આવ્યા નાંયાના દેશકે,, ભક્ત તારવારે લોલ. ૬
ગોરે દીઠો નાંયો તાંહીં કે, ફરે જ્યાં ફેરમાં રે લોલ, ૭
પડયો પગરવટે ખાડકે, માથાસમ્ ગરીયોરે લોલ. ૮
પ્રેમનો બાંધેલો જીવકે, દેહભાન ભુલીયોરે લોલ. ૯
તેને શુદ્ધ દેહની નાંહિ કે; શુર્તા શાહોથીરે લોલ. ૧૦
તેને તે ગોરજી પાસે જાઇકે, બોલાવે પ્રેમથીરે લોલ. ૧૧
ભાઈ નાંયા તું તો જાગકે, હમે આવ્યા તેડવારે લોલ. ૧૨
ધન્ધન્ તારી માત તાતકે, ધન્ કુળે ઉપન્યોરે લોલ. ૧૩
તારી સવળી પેઢી સારકે, કુળ તારૂં ઓધર્યુંરે લોલ. ૧૪
ગોરે સમજાવ્યો બહુ વારકે, ત્યારે આંખ ઉઘડીરેલોલ. ૧૫
જ્યારે દીઠું ગોરનું મુખકે, આનંદ ઉલટયોરે લોલ. ૧૬
લાગે ગુરૂજીને નમી પાયકે, બન્યો પ્રેમ ઘેલડોરે લોલ. ૧૭

ઓચરે જાવા હવે નહિ દર્ગ કે, આવ્યો આ છેડલોરે લોલ. ૧૮
ગોરે જોયું પ્રેમ ભરપૂર કે, બોલ્યા વાતડીરે લોલ. ૧૯
ખાકીની અરજી શાંભળો તાતકે, રાખજો લાજડીરે લોલ.૨૦

## પદ ૪૬ છેંતાલીસમું.

રાગ ગરબી.

ગુરૂ બોલ્યા ત્યાં નિરવાણકે, નાંચા સાંભળોરે લોલ. ૧
રૂદિયું તારૂં પવિત્ર સારકે, તન થયું નિર્મળુ રે લોલ. ૨
હવે ચિંત્તા તારી ટાળકે, તને લેશું સાથમાં રે લોલ. ૩
નહિ મૂકું તને હવે રાનકે, રહે જો બેલડારે લોલ. ૪
જુગજુગ કરો રાજકે, અવિચળ પદ પાંમીયારે લોલ. ૫
મનની ટાળો અધીરાઇકે, થાશો ગોઠિયારે લોલ. ૬
હવે ચાલો ગુજરાત દેશકે, બાપે પડાવિયારે લોલ. ૭
કરવું છે ત્યાં કેટલું કામકે, શાહોજીયે મોકલ્યારે લોલ. ૮
ચોકડીસઘલીનો રચવો ઠાઠકે,અનંતનો સંઘ સાંધવોરેલોલ.૯
વિશ્વ કુંવારીનો છે કાજકે, તોરણ બાંધવોરે લોલ. ૧૦
નરજી પ્રગટ આવે ત્યાંયેક, રચવો માંડવોરે. ૧૧
કેટલીક રચનારચવી તાંહેકે,ભકતોનો ભય ભાંગવોરેલોલ.૧૨
અન્નંતનો છેલો ભરવો પ્રાણકે,શાહોજી આગળેરે લોલ. ૧૩

તેથી ચાલો નાંયા સાથકે, પંથ છે વેગળોરે લોલ. ૧૪
ત્યાંથી લીધો નાંયો સાથકે, ચાલે હોંશથીરે લોલ. ૧૫
બાકીની કરજો એવી સાએ કે, અવિચળ સારથીરે લોલ.૧૬

---

## પદ ૪૭ સુડતાલીસમું.

---

રાગ ગરબી

ગુરૂજી ચાલ્યા નાંયાને લેઇકે, ગુજરાત આવીયારે લોલ. ૧
આવ્યા અમદાવાદજ શહેરકે, સાહને મન ભાવીયારે લોલ.૨
અમદાવાદે રહ્યા કંઈ દિન્કે, કોચરબે આવીયારે લોલ. ૩
પરછા પૂર્યા ત્યાં અતિ સારકે, પાર નાં પામીયેરે લોલ. ૪
ગુરૂજી રહ્યા ઝાઝા દિન્કે, વળતા ચાલીયારે લોલ. ૫
આવ્યા તે ગીરમતે ગામકે, પાદરે ઉતર્યારે લોલ. ૬
મેઘ વર્ષાવ્યો તેને દિન્ કે, સમ કાળી ટાળીયોરે લોલ. ૭
વળતાં વશાવ્યું પીરાણા ધામકે, વાઘ નસાડીયોરે લોલ. ૮
કુંવારકા ક્ષેત્ર જાંબુદ્વિપકે, સાબર કાંઠડેરે લોલ. ૯
હિમપુરી નગરી શોભે સારકે, દુઃખડા ત્યાં ટળે રે લોલ. ૧૦
સાથે સેવક બીજા ચારકે, શાંભળો નામને રે લોલ. ૧૧
ભાભા રામને કીકી બાઇકે, શાણો શોભતા રે લોલ. ૧૨

હાજર બેગ હજુરે સારકે, આનન્દ માલતા રે લોલ. ૧૩
અનેક ચરિત્ર ગુરૂજીના સારકે, પાર નાં પામીયેરે લોલ. ૧૪
મુડામાંથી મુઠી એક કે, કણ એકમણથી રે લોલ. ૧૫
નાંયાકાકાનું ત્રણ એક કે, ગુરૂજી નામનું રે લોલ. ૧
ગાયે શિખે શાંભળે જેહકે, ત્રિવિધી ટળે રે લોલ. ૧૭
જેણે ઓળખ્યા શ્રી નકલંક કે,જુગો જુગ અવતર્યા રેલોલ.૧૮
દશે રમીયો દીન દયાળકે, તેને જે વર્યારે લોલ. ૧૯
પાંમશે મુક્ષને દિદારકે, ખાકી એમ ઓચરેરે લોલ. ૨૦

સંપુર્ણ.



# પરચુરણ પદ.

પદ ૧ લું.

રાગ ગરબી (પુનમ ચાંદની) નો.

ગુરૂભેટયા મુને ભાવે ભવ તારવારે, લેશે સેવકની સંભાળ;
ભાવે ભજીયે પીરશાહ નામનેરે.
મનુષ્ય દેહી ફરી કેવી રીતે આવશેરે ? વેળા વીતેછે આવાર.
ભાવે ભજીયે પીરશાહ નામનેરે. (ટેક)
સુખ સંપત સરૂવે મળી, મળિયો મનુષ્યા દેહ;
ભવ્તારણ ભેટીયા, તોએ ના લીધો છેહ.
જુઠી માયાએ મન બાંધીયુંરે,તેથી પડશે ચોરાસીની જાળ;
ભાવે ભજીયે પીરશાહ નામનેરે. ૫
સંચિતે સરૂવે મળ્યું, મનુષ્ય ભરતખંડ;
શફળ તે જો થાયે નહિ, તો પડશે દેવનો દંડ.
હળિ મળિ સાથે સહુને ચાલવુંરે, ભજવા એકજ દિન દયાળ;
ભાવે ભજીયે પીરશાહ નામનેરે. ૨

કુટંબ કબીલો કારમું, ચો દિશ ખાવા ધાયે;
મૂરખ તે શું મોહી રહ્યો, જનૂમ અકારત જાયે.
મારૂં તારૂં મૂરખે મન માનીયું રે, પણ સર્વે એકજ દયાળ;
ભાવે ભજીયે પીરશાહ નામનેરે. ૩

જુગત્તિ જુગની જાણવી, આદે અંતની રીત;
જે પંથે વિષ્ણુ વહ્યા, તે શું દેવું ચિત્ત.
વાટે વાટે જાવું આપણેરે, જે વાટે હોય ગોપાળ;
ભાવે ભજીયે પીરશાહ નામનેરે. ૪

અખિલા નંદ આનંદ કંદ, વિશ્વ વ્યાપક જેહ;
સુગુણ રૂપે આવીયા, ખોળી કાઢો તેહ.
વેદ વાણી જુગ સાથે સાંધવીરે, જોવા ગોર બ્રહ્મા દયાળ;
ભાવે ભજીયે પીરશાહ નામનેરે. ૫

નાંચાની અરજી ચિત્ત ધરી, ગરૂજી આવ્યા તાંહે;
પુરવના સંજોગથી, ઝાલી તેની બાંહે
ખાકી સેવા નિસદિન કીજીયેરે, એ રાખી વેદની ભાળ;
ભાવે ભજીયે પીરશાહ નામનેરે. ૬



## પદ ૨ જું.

---

રાગઃ આશાવરી, ભેરવી, એમાં.

કોઇ નહિ સંગીરે, જગતમે કોઇ નહિ સંગી;
કાયે ફીરે નવરંગી? જગતમે કોઇ નહિ સંગી. ( ટેક )
માત પીતા અરૂસુત બન્ધુ, સ્વારથ કે સંગી;
અંત સમે પોકાર કરે પન, હે દિલ બે રંગીરે. જગતમે૦ ૧
ભેન ભાનેજા કુટુંબ કબીલા, અરૂત્રિયા તંનકી;
છાંડ ચલ્યો હંસા જબતનુકો; કહો હે ફિરકિનકીરે? જગ૦ ૨
તનીયા તનકી પુત્ર વધુ સબ, શકિત જબ તનકી;
ઝર જેવર સબ ગિન્ને લાગે, ગતી ભંગ હુઇ જનકીરે. જગ૦ ૩
મિત્ર મીલાપી દોશબિરાદર, મિલન સબ ઝરકી;
ગ્રથ ગયેશે ભાવનાં પુંછે, કેહ્ કોન તેરા સંગીરે? જગ૦ ૪
આઠું પહેરજો સંગમે રહેવે, સેવાનાં જાને તિનૂકી;
મૂરખ ભ્રમમે ફીરા ભુલાના, કાહેમરે ભટકીરે. જગ૦ ૫
અવશર હાથું ફિર નહિ આવે, જો જાયે ઘડી અબૂકી;
ચેત ચેત મુરખ અભાગી, કર સેવા રબૂકી, જગ૦ ૬
ભાવ ભજન હિરદે ધરલે, સુરતા એક અનહદકી;
ચરન ગુરૂકે ખાકી સેવે, લવના પ્રેમ પદકીરે. જગ૦૭

---

## પદ ૩ જું.

રાગ ગોડી કલ્યાણી.

સમરન એક શુભાનારે ભાઈ, (૨)
ઘટ ઘટ એક અવિચળ નિશદિન;
વસી રહ્યો દિલ જાનારે. ભાઇ. (ટેક)
સકળવ્યાપિક રૂપ ઘટ બોલે,
બોલન ચાલન ન્યારારે ભાઇ;
રંગે રંગે અધિક અનોપમ,
એકસે એકહે ન્યારારે ભાઇ. સમરન૦ ૧
આકાશ રચીયા પૃથ્વી બનાઇ,
કીધો સકળ પશારારે ભાઇ;
પવન પાણી અગ્ની સરજી,
રહ્યો સબશેં ન્યારારે ભાઇ. સમરન૦ ૨
ઇધર તિધર જીધર ઉધર,
બોલે બોલ બસારારે ભાઈ;
કોન કહે તું યાંહીં નાહિ?
જીધર તિધેર કિર્તારારે ભાઈ. સમરન૦ ૩
અધીકૂ નેહડા મીલના કઠનહે,

વાટ વિકટ લોહ ધારારે ભાઇ;
શિસહી જીવ પ્રાણના ભાવે,
તોહી પાવે કિર્તારારે ભાઈ.    સમરન૦ ૪
પ્રેમ રસ પીવે સોપદ પામે,
પામે સરજનહારારે ભાઇ;
વિના પ્રેમે રખડી મરીયા,
પડયો ભવકુપ મોઝારારે ભાઇ. સમરન૦ ૫
લાજે લજવાણા મુરખ અભાગી,
ભમે ભવ સંશારારે ભાઇ;
લક્ષ ચોરાસી તિન શિર્ ચોંટી,
જિનેના જાણ્યો શાહ અવતારારે ભાઇ. સમરન૦૬
પૃથ્વી પગ વિષ્ણુ નવ ધારે,
રશાતાળ હોયે અંધારારે ભાઈ;
પ્રગટ સ્વામી જુગે જુગ રમીયા,
સો નવ જાણે લોક ગંવારારે ભાઇ. સમરન૦ ૭
નાંચા કાકા દાસ તીહારા,
ગુરૂજી રક્ષન હારારે ભાઇ;
બાકી ભાવે કૃપા કરશે,
અલેખ એક દાતારારે ભાઇ.    સમરન૦ ૮

---

## પદ ૪ ચોથું.

ગરબો. (ચાલો ચાલોને સાહેલી સૌ સાથ, જલ ભરવાને) એ રાગ.

ચાલો ચાલોરે હાંહાંરે ચાલો ચાલોરે રૂખિવર સાથ,
હરિને ભજવાને.
લિયો લિયોરે હાં હાંરે લિયો લિયોરે સમરણી હાથ:
પીરશાહ જપવાને. ( ટેક. )

હરતાં ફરતાં નામ ધણીનું, ઉમંગ અંગના માયરે.
અલીચિત્ત ધરવાને. ચાલો ચાલોરે૦ ૧
હરણાકંશ માર્યો પ્રેહલાદ તાર્યો, કરી અલીયે શાહે,
ભક્ત જીવ જોવાને. ચાલો ચાલોરે૦ ૨
દશ શિર રોળ્યો, ભભિક્ષણ રાખ્યો, હરિચંદની કીધી શાહે,
રમત કરવાને. ચાલો ચાલોરે૦ ૩
અનેક રૂપ અંન્ત જુગમાં લીધાં, તારવા મુનિવર અપાર,
ભક્ત સાસે કરવાને. ચાલો ચાલોરે૦ ૪
અલી આજે નર મહમ્મદશાહ આવ્યા, ગુપ્ત રહ્યા આલમાંહે,
દીધા કોલ પાળવાને. ચાલો ચાલોરે૦ ૫
સમરણ કરીયે દિલે ના ડરીયે, કરશે રૂખિવરની સાએ,
વિઘ્ન હરવાને. ચાલો ચાલોરે૦ ૬

મન થર કરવું ચિત્ત ત્યાં ધરવું, સુરતા ત્રવેણી માંહે,
એક રસ થાવાને. ચાલો ચાલોરે૦ ૭
મન મારીને મેંદો કરવો, સુરતી શલ્યા માંહે,
ધિરજ ધરવાને. ચાલો ચાલોરે૦ ૮
સુખ દુઃખ સેહેવું મુન રહેવું, કહેવું ન કાંયે,
અમ્મર પદ પાવાને. ચાલો ચાલોરે૦ ૯
એટલું કરશો શાહાને મળશો, સરવત્ર એકજ થાયે,
ખાક ગુણ થાવાને. ચાલો ચાલોરે૦ ૧૦
અમ્મર ગુરૂ વાણી ખાકી કહે જાણી. કરે રૂષિવરની સાહે,
વિમરસ કરવાને. ચાલો ચાલોરે૦ ૧૧

---

## પદ ૫ પાંચમું.

---

રાગ (જશોદાના જાયા).

ફાતમાના જાયા ડાહ્યા, બાકરશાહના વિરારે,
વારે આવો વેહેલા મારા, હૈયા કેરા હીરારે.
જગદિશ્વર આશા તારી, આવોરે.
હાંરે હાંરે વાલા આવો રે........ર........(ટેક.)
વિનતી શુણજો માહેરી, શ્રી હરી મોરાર;

જગ તારણ દુઃખ હરણ, નર મહમ્મદશાહ દાતાર.
ફાતમાના૦ ૧
કોલ પાળવા આવીયા, ગોર ઇમામશાહને ઘેર;
દયાળુ દાતાર જી, અન્નંતપર કરી મેહેર. ફાતમાના૦ ૨
ખેતો રાન્યો પલકમા, ગર્વથી કાઢયો દૂર;
ગર્વ હરણ જગતના, તાણી લીધું નુર. ફાતમાના૦ ૩
ભાભા રામને રાખીયો, રથ સોંપ્યો તે હાથ;
મુક્તિ દીધી પલકમાં, હેતે લીધો સાથરે. ફાતમાના૦ ૪
નાંયો લીધો રાનથી, મહા હત્યારો અપાર;
તેને તાર્યો પલકમાં, ના લાગી વાર. ફાતમાના૦ ૫
હાજર બેગ હજુરમા, ઇરાની રાજકુમાર;
આદે અંત્તના ભક્તતે, પુન્યશાળી અવૂતાર. ફાતમાના૦ ૬
ખાકીદાસ છે આપનો, રાખજો તેની લાજ;
છેડો ઝાલ્યો આપનો, કઠણ વેળામા મહારાજ.ફાતમાના૦ ૭

---

પદ ૬ ઠું.

---

રાગ ગરબી.

આવી અરજ સુણો મુરાર,
બુડાયે મારી નાવડલી;

તારો આવી અલી સરદાર,
બુડાયે મારી નાવડલી. (ટેક.)
હું તો આવ્યો છું તારી શરણમાં,
લાજ તે તારી કહેવાયે. બુડાયે૦ ૧
અવતાર લીધાજેરે કારણીયે,
તે કોલ પાળો કિર્તારરે;
દુઃખ દરીયાનો પારના આવે,
સંસાર સમુદ્ર મોઝાર. બુડાયે૦ ૨
જહાં જોઉ ત્યાં તેવા દીશે,
નર મહમ્મદશાહ અલી આપરે;
ઇમામ શાહ ઘેર પંડે પધારી,
કૃતાર્થ કીધા અપાર. બુડાયે૦ ૩
સંસાર ભૂલ્યો તારા આરાધથી,
વળગ્યો પાખંડે અપારરે;
ચરૂપટ કરતો કાળિંગો ચાલે,
રાખે સર્વે તેનો આધાર. બુડાયે૦ ૪
જ્યારે શરણ પ્રેહલાદે લીધો,
પ્રગટ થયા મૂરારરે;
નૃસિંહ રૂપે કર્તા જુગમાં,

પ્રગટ્યા સ્થંભ મોઝાર. બુડાયે૦ ૫
કરણ કલઽની રમતો તમારી,
બુજી શકેના ગમારરે;
પારે પલકમા પામે તે તો,
રાખે તુજ ઉપર આધાર. બુડાયે૦ ૬
અમૃત શરીખા વેણ તમારા,
પીધેથી અમ્મર થાયેરે;
જાણ્યું અજાણ્યું કરશે જે નર,
નિશ્ચે તે પરલે જાયે. બુડાયે૦ ૭
આપનો સેવક ખાશ્રી સદાનો,
છો સત્‌ચિત આનન્દ સ્વરૂપરે;
ચારે જુગના ભૂલેલો જીવડો,
કરો હરી એકજ સ્વરૂપ. બુડાયે૦ ૮

---

પદ ૭ મું.

---

રાગ કાફી

વિશ્વ વાશી વિષ્ણુથી નેહ બાંધ્યુ,
જાગી જોત સ્વરૂપે ચિત્ત સાંધ્યુરે.( ટેક. )
ખટપટ સરૂવે આઘીરે મૂકી;

કરમેથી જીવ છૂટયો;
જ્ઞાનાન ધરેણું અંગે આ રોપ્યું તારે,
તિમ્મર સરવે ટૂટયોરે. વિશ્વ૦ ૧
ત્રવેણી સંગમ નીચેરો મૂકી,
આગળ વાટજ લીધી;
ત્રણ કોશ પર ગામ અનુપમ,
ત્યાં સુર્તાએ અચરજ દીઠું રે. વિશ્વ૦ ૨
એથી આઘેરારે દેશજ કહીયે,
ત્યાંતો સુર્તા બળ અટકે;
વાંચ્યો ત્યાંથી જોત નિહાળી,
અમ્મર કુપે દ્રષ્ટ પટકેરે. વિશ્વ૦ ૩
અનેક રૂપે નરજી આવ્યા,
દશમે મેંહેદી પરમાણું;
જે નકલંકી નારાયણ વિષ્ણુ,
તેનું નિશ્ચે જાણ્યું રે. વિશ્વ૦ ૪
એટલા નિશાન જ્યારે નીચેરા મૂકયા,
આઘેરાશાહ મારો ડંકે;
વિઘ્ન વિનાશક ખાકી તણો,
મહમ્મદ માથે અલી તોરો લટકે. વિશ્વ૦ ૫

---

## પદ ૮ મું.

---

રાગ કાફી, ધીરાના રાગની.

મુજને નામ ચાખ્યુંરે, પીરશાહ મૂકું નહિ;
એવુ અમૃતપાધુંરે, તેને હવે થુકું નહિ. (ટેક.)
જેમ મૃગ વિંધ્યો વિણાએ, મોરલીયે વિંધ્યો નાગ;
વાશનાએ ભમ્મર વીધાંણો, પતંગ બળી થયો રાખ,
મન મારૂં વીધ્યુંરે, બીજે કંઇ ભાળું નહિ;
એવો અનુપમ્ હિરલોરે, કાચે કરી આપું નહિ. મુજને૦ ૧
સાએ કરી જગદિશ્વરે, રાખ્યા કરોડા કરોડ;
એવો અનુપમ ઢોલોરે, નથી જગતમા જોડ,
તે મૂરખ પસ્તાણોરે, જેણે વિશાર્યો રાગે કરી;
ભૂલાવ્યોતે ના ભૂલેરે, જેને રગે રગથી અલગો નહિ. મુજને૦ ૨
જ્યાં ત્યાં રૂપજ તેનું, જોતી સમ્ ભરપૂર;
ચિત્ત વિચીત્ર તેથી ના સૂઝે, સબઘટ તેનુ નુર,
સમ્રણે સાએ કીધીરે, હાજર ઉભો રહી;
તે નુર નારાયણનુરે, ઘટો ઘટ બોલે જઇ. મુજને૦ ૩
એકજ શાંઇ રમત ઘણેરી, જહાં તહાં ભરપુર;
મૂરખ મન ચેતી નાશકીયો, તેથી પડીયો દૂર,

નામે તે ઓળખાણોરે, અરબી રૂપે સહી;
અલી સાએ કરજોરે, ખાકી બીજે જાચે નહિ. મુજને૦ ૪

---

પદ ૯મું.

---

રાગ ગરબી.

ગુરૂજી ને વિનવું રે, તન મન ધન વારી.
અર્પુશિસ ગુરૂ ચરણે રે હિમ્મત દિલધારી. (ટેક.)

જીલ્લે અમદાવાદમા, તાલુકે દશક્રોઈ;
ગામ પીરાણામહાં, કુંવારી ધરા જોઇ.
જોઈ મન હરખ્યું રે, ગુરૂ આનંદકારી;
ચિત મારૂં ચોટયું રે; દિલે આનંદ ધારી. ગુરૂજી૦ ૧

પ્રગટ પીર ઇમામશાહ, ગોર બ્રહ્મા અવતાર;
નર અવતારે આવીયા, નર મહમ્મદ શાહ દાતાર.
જોઈ મોહ પામીરે, દીલે આનંદ ધારી;
હાજર બેગ હજુર છેરે, જાઉં હું બલીહારી. ગુરૂજી૦ ૨

ધામ શોભે સરસ, સદાવ્રત આપે નિત્ત;
હું દાસ છું તમ તણો, ચરણ કમળની પ્રીત.
એમની વૈંશના રે, સૈયદો છે ભારી;

પીરાણે એ રહેછેરે, તે સરવે હક ધારી. ગુરૂજી૦ ૩
કાનમ સુરત પીટલાદમાં, રહેછે સૈયદ જન;
નામ સર્વના દેતો નથી, ધરજો સાચે મન.
જાત્રાએ લોક આવે છે રે, ઘણા નર ને નારી;
નમે આપ ચરણે રે, તન્ મન્ ધન્ વારી. ગુરૂજી૦ ૪
પરછા ઘણા પુરીયા, કેહેતા ના આવે પાર,
કાશી દેખાડી પલકમા, સંઘ પામ્યો દિદાર.
ધર્મ સૌ પાળેછે રે, ઘણા નર ને નારી;
ઉત્તમ અવતારી રે, મનહર સુખકારી. ગુરૂજી૦ ૫
ખાકી કરજોડી કહે, રાખો ચરણની પાસ;
દાસ તમારો જાણીને, ઓધારો જુગરાય.
દાસ આપનો વિનવેરે, બન્ને કર જોડી;
આશા ધારી તમારીરે, જપે તન્ મન્ વારી.ગુરૂજી૦ ૬

---

પદ ૧૦ દસમું.

---

રાગ ગરબી.

શાહોજીને ભજવું રે, તન્ મન્ ધન્વારી;
પીરશાહ નિત્ત જપવું રે, લેશે ભવ જળ તારી. ૧(ટેક.)

ધ્યાન ધર્મપર રાખીને, ધર્મ પાળું સદાયે;
મન મારૂં ચોંટી રહ્યું, નિત્ત નિત્ત લાગું પાયે.
મોહ મદ તજીનેરે, કરૂં ભક્તિ દિલધારી;
અમને તારી લેજોરે, ભવુજળ છે ભારી. શાહોજી૦ ૧

મચ્છ આદિ રૂપ ધરી, ભક્તની રાખી લાજ;
પાંચ કરોડી તારીયા, કરતા યુગે માહારાજ.
ત્રેતા યુગમા આવ્યારે, હરિચંદને તારી;
સાત કરોડી સીધ્યારે,ભવુજળથી ભારી. શાહોજી૦ ૨

દ્વાપુર યુગમાં આવિયા, તાર્યા યુધિષ્ટિર રાયે;
નવ કરોડી ઓધર્યા, લાગ્યા શાહોને પાયે.
અમને તારી લેજોરે, પ્રેહેલાદ લીધો તારી;
વાર સેવકની કરજોરે, તમ વિના દુઃખ ભારી. શાહોજી૦૩

પીર સુદરદિન આવી, તાર્યા કરોડી બાર;
કાગળ નાવે ઉતારીયા, સેવકને ભવુપાર.
અન્નંત ઓધારશેરે, દશમાં અવુતારી;
નકલંકીરૂપ ધરશેરે, અન્નંતના ઓધારી. શાહોજી૦ ૪

ખાકીદાસ છે આપનો, આદે અંતની રીત;
મન નિર્મળથી ભજું, ચરણ કમળની પ્રીત.

દાસ આપનો જાણીરે, સાએ થાઓ મોરારી,
વિઘ્ન મમ હરજોરે, અચળ દાતારી. શાહેબજી. ૫

---

પદ ૧૧ મુ.

---

રાગ ગરબો.

સખી પડવે તે પંથે સીધાર્યારે,
અઘોર વનના તે મારગ ઝાલ્યારે;
સાથે હાજર બેગતે આવ્યા,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૧
સખી બીજે તે વનમાં બિરાજેરે,
ત્યાંતો એક લુટારો રહેછેરે;
નામ કેહેતાંના નાયો કહે છે,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૨
સખી ત્રીજે ત્રિભોવન ના જાણ્યારે,
લુટવા કાજે હૈયે હર્ષ આણ્યારે;
જેવા તીર ચડાવીને તાણ્યા,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૩

સખી ચોથે ચતુરાઇ કીધીરે,
હાથ ઉંચારહો એવી આજ્ઞા દીધીરે,
પછી અમ્મર દ્રષ્ટિ કીધી,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૪

સખી પાંચમે અમૃત સીંચ્યોરે,
નામ ગુણવંત નશિરદીન કીધોરે;
શિષ્ય જાણીને સાથે લીધો,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૫

સખી છઠ્ઠે આવી પોંત્યારે,
આવો આશન સાબર ત્રટે કીધારે,
નીર ચોદિશ ત્યાંતો દીઠા;
વિશ્વપતી ગોર હૃદયમા રહેજોરે. ૬

સખી સાતમે લીલા ત્યાં કીધીરે,
પૂર ફાડીને વાટજ લીધીરે;
ત્યાં પાર તે ગાડી કીધી,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૭

સખી આઠમે ગીરમતે આવ્યારે,
ત્યાંતો સરવેને મન ભાવ્યારે;
લાવી વર્ષાદ ધાન નીપાવ્યા,

વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૮

સખી નોમે તે કૃપા કીધીરે,
તીર નાખી જગ્યા તે લીધીરે;
વાઘેશ્રણ રજ શિરપર લીધી,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૯

સખી દસમે દરગા બંધાવેરે,
ત્યાંતો મજુર સર્વે આવેરે;
સર્વે લોકોને મન ભાવે,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૧૦

સખી એકાદશી તે કહીયેરે,
ત્યાંતો નિશદીન આનન્દ લૈયેરે;
અહાર નિંદ્રા તજી બેશી રહિયે,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૧૧

સખી બારશે રોજો ચણાએ રે,
મજુરોને આનન્દ ન માએરે;
ગાદી હેઠેથી નાણુ અપાએ,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૧૨

સખી તેરસે મજુર વિચારેરે,
ગાદી હેઠે તે નાણુ કાવેરે;

રાતે આવું તો સૌ હાથ આવે,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૧૩

સખી ચૌદસે ખોદી થાકયોરે,
પછી બમણે દામે આન્નદ વાપ્યોરે;
સ્વામી દ્રષ્ટે નવનિધે થાપ્યો,
વિશ્વપતીગોર હૃદયમા રેહેજોરે. ૧૪

સખી પુનમે સંઘ શોહાવેરે,
યાત્રાળુ તે કાશીયે જાવેરે;
ગુરૂ પ્રતાપે દર્શન પાવે.
વિશ્વપતીગોર હૃદયમાં રહેજોરે. ૧૫

સખી પુનમચંદ અલી કહીયેરે,
તેની કૃપાએ આન્નદ લૈયેરે;
એના દર્શને અમ્મર થૈયે,
વિશ્વપતીગોર હૃદયમાં રહેજોરે. ૧૬

સખી ઇમામ અદ્રષ્ટ આવેરે,
તેતો આલમાહીં શોભાવેરે;
તેનો પાર તે કોઇ ના પાવે,
વિશ્વપતીગોર હૃદયમા રહેજોરે. ૧૭

સખી પંદર તિથી થઇ પૂરીરે,

એતો ખાકીએ હર્ધ શું જોકીરે;
કૃષ્ણપક્ષ દસમે થઈ પુરી,
વિશ્વપતી મોર હૃદયમાં રહેજોરે. ૧૮

પદ ૧૨ બારમું.

રાગ ગરબા.

સખી પડવે અબોલા ના રહિયેરે,
અવગુણ તે સઘલા સહિયેરે;
નુરમહમ્મદશાહ દર્શન દેયે,
શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૧
સખી બીજે તે બહુ નામીરે,
કરોડી અનંતના આપ સ્વામીરે;
હું અરજ કરૂં શિસ નામી,
શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૨
સખી ત્રીજે સકળ ગુણ ભરીયારે,
એવા આપ અક્કલના દરીયારે;
આજે કળયુગનો વર વરીયા,
શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૩

સખી ચોથે ચરિત્ર બહુ કરીયારે,
કરતા યુગમા પ્રેહલ્હાદ તરીયારે।
એવા સાતે હરિચંદ વરીયા,
　　શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૪

સખી પાંચમે પાંડવ આવ્યારે,
શ્રી બુદ્ધે હિમાળે સિધાવ્યારે;
નવ ક્રોડી અક્ષય પદ પાયા;
　　શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૫

સખી છઠ્ઠે કલયુગમા આવ્યારે.
બાર ક્રોડી સુદર દિન લાવ્યારે,
એવા અનેક ભક્ત આધાર્યા,
　　શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૬

સખી સાતમે સેવી સુખ લૈયેરે,
આતમ એક દુઃખ કેને ના દૈયેરે;
માહા વાયક સમજી રહિયે,
　　શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૭

સખી આઠમે અનંદે લૈયેરે,
કામ ક્રોધ લોભ તજી દૈયેરે;
વાદી વિકાર બ્રહ્મમાં બળિયે,

શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૮

સખી નોમે 'હું' પર હરીયેરે,
દયા ક્ષમા યે આનન્દ લૈયેરે;
વિવેક વૈરાગે ભવ સાગર તરીયે,
શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૯

સખી દશમે દયાળ ઓળખવોરે,
તેના રૂપે અજંપો જપવોરે;
શાહા રૂપે તે ધ્યાનજ ધરવો,
શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૧૦

સખી એકાદશી નિષ્ફળ જાશેરે,
બીજ શુક્રવારી બહુ ફળશેરે;
તેત્રીસ કરોડીમાં જઈ ભળશે,
શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૧૧

સખી બારસે કેમ ભમીયેરે !
સઘળા હુરીજનથી મન ડરીયેરે;
અંત્ર ટાળી બ્રહ્મ વરને મળીયે,
શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૧૨

સખી તેરસે તિરથ સાચોરે,
પડી રહેશે તે આ પિંડ કાચોરે;

જઈ સત્ સંગતમાં રાચો,
    શ્રી નકલંકી નાથ દર્શન દેજો. ૧૩

સખી ચૌદસે ચૌ દિશ ભીતીરે,
બીજા સરવે ફોગટીયા મોતીરે;
મોતી સાચા તે લેજો ગોતી,
    શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૧૪

સખી પુનમે પ્રેમરસ મીઠોરે,
શાહાપીર દરબારે દીઠોરે;
લાગે પીરશાહ ખાકીને મીઠો,
    શ્રી નકલંકી નાથ દર્શન દેજોરે. ૧૫

---

## પદ ૧૩ તેરમું.

---

રાગ ભજન, ચલતીનું.

જગમાં જીવવું થોડું રે હંસા, જવું છે વહેલું મોડું. (ટેક)
પવન લહેરે પર સ્વાર છે ને, મરણ આવે દોડયું,
છોડાવ્યું નહિ છુટે, જ્યારે જમે ડોકું તોડયું, રે હંસા;
  જવું છે વહેલું મોડું. ૧

સગા કુટુંબી સર્વે સંગી, જ્યાં લગી ગાંઠમાં નાણું,
જરવિના કોઇ ના બોલાવે, એવું આ કમઠાણું રે, હંસા;
 જવું છે વેહેલું મોડું. ૨
નિચિંત્ત સુતો જરા ન જાગ્યો, કયાં રહેવું કયાં જાવું?
દીધો કોલ તે કેમ વિશાર્યો? માયામાં લપટાણું રે, હંસા;
 જવું છે વેહેલું મોડું. ૩
સંત સમાગમ કદી નાં કીધો, અંત્તર હેત ના આણ્યું,
વિષે સુખમાં લિન થયો પણ, નથી એથી અંજાણ્યું રે, હંસા;
 જવું છે વેહેલું મોડું. ૪
સગાં સંબંધી વહેરી તારા, તેમાં મન બંધાણું,
અતી પ્રેમે પોકાર કરે પણ, ટાળે હરીભજનનું ટાણું રે, હંસા
 જવું છે વેહેલું મોડું. ૫
વારે વારે હરિ આવિયા, તોએ તેં નાં જાણ્યું!
કહે ખાકી આ કલજુગમાં, નરમહમ્મદશાહનામ ગવાણું રે,હંસા;
 જવું છે વેહેલું મોડું, ૬

---

## પદ ૧૪ ચૌદમું.

---

રાગ ભજન.

જગસે નહિ ડરૂંગા બે, કે શમરન ખુબ કરૂંગાજી. (ટેક)

એક નિરંજન જો અવિનાશી, જગ ઓધારણ આયા,
શ્રી નકલંકી નારાયણ વિષ્ણું ભેદ તિસકા પાયા;
જગસે નહી ડરૂંગા બે. ૧

લાજ ના જાણું મરજાદ ના જાણું, ના જાણું અંતર માયા,
એક અવિચળ નિશદિન જાનું, જો રૂપ ધર કર આયા;
જગસે નહિ ડરૂંગા બે. ૨

મેં જાનું કે વોહી જાને, જીસ્ને રૂપ સમાયા,
જુગો જુગમે રમકે શાંઇ, રૂપ અલી ઘર આયા;
જગસે નહિ ડરૂંગા બે. ૩

યેહ સંતન કે મત જગતમે, રૂપ વિષ્નુંકા પાયા;
જુગમે જો હે રૂપ હરીકા, વોહી અભેપદ કેહેવાયા,
જગસે નહિ ડરૂંગા બે. ૪

વોહી રૂપ આજ અવિનાશી, મહમ્મદ નામ ભાસાયા,
ઇમામશાહકે ઘરકો પધારી, પીરશાહ ખુદ જપવાયા,
જગસે નહિ ડરૂંગા બે. ૫

મેહેર કરના દાસકે ઉપર, ખાકી ચરનમે આયા,
એસી કૃપા દયાલકી હે, ફિર લોપે ક્યા મદ માયા?
જગેસેં નહી ડરૂંગા બે. ૬

——(૧:૧)——

## પદ ૧૫ પંદરમું.

રાગ ભજન.

વન વન નહિ ફીરૂંગાબે, કે બ્રહ્મસે મીલા રહું ગાજી.( ટેક.)
અડશઠ તિરથ અબ નહિ જાઉં, ઉજડ ઘરસે માયા;
અડશઠ તિરથ આન રહે સબ, બ્રહ્મમેં ધામ બનાયા.
વનવન૦ ૧

એકહી તિરથ બ્રહ્મ નિરંતર, અણઘટ ઘાટ ઘડાયા;
વિકાર સગલે દુર કીયે તબ, બ્રહ્મા નામ ભણાયા. વનવન૦ ૨

બંકનાલ મુકામહી બનાહે, એકા હસ ફીર આયા;
મેહલ ઝલકે માહ સુનકા, અનહદ નાદ સુણાયા. વનવન૦ ૩

દ્વાદશ ચક્કા તો દેખો તમાશા, કમલ એક નજરૂં આયા,
એકહિ પાંખડી ઉસકી કહિયે, તામે ડાઠ રચાયા. વનવન૦ ૪

અજબ તમાસા અજબ નગરકા, સત્ ગોરને સમજાયા,
પ્રેમપંખીપરસ્વારકરકે,સુનશિખ્ખરપર ચડવાયા.વનવન૦ ૫

સાબર કાંઠે કુંવારકામે, નગર એક આપ બનાયા,
આદ બ્રહ્મ ઇમામશાહ ઘર, આદ નિરંજન આયા.વનવન૦ ૬

નરમહમ્મદશાહ નામ ઉસીકા, જોથા અલી કેહલાયા,
પીરશાહ જાપઉસીકાજપીયે, યેહી ઉસીકી માયા. વનવન૦ ૭

લીયા ધરમ સતૃપંથ ઉસીકા, દાસકા દાસ કહેલાયા,
ખાકી સેવા ઉસકી જાને, મહાપદમે જો પાયા. વનવન૦ ૮

---

પદ ૧૬ સોળમું.

---

રાગ ભજન.

લગત મોકુ સાંઇ સમરનકી ચટકી,
નાખું કાલ કરોધકું પટકી. (ટેક.)
બનકે બેરાગન સબ જુગ ઢુંડું,
ઢુંડું ખોલકે ખિડકી. લગત૦ ૧
ખિડકી ખોલકર માંહી જાવું તો,
રાખે ચોર તે પાંચ પકડી. લગત૦ ૨
ચોર હઠાવન મુજ હાથ આઇ,
સત્ય સમ્શેર પકડી. લગત૦ ૩
શિળ સંતોષકું આગેહી રખકર,
સબ ચોર બાંધુમેં જકડી. લગત૦ ૪
અનુભવી મુરશદ પાયા જબુહી,
લે સાહેબ બતાયા પકડી. લગત૦ ૫
પીરશાહ નામ નિશદિન જપલે,

તો રાહ અલીઅળ પકડી. લગત૦ ૬
સેવા કરલે આલ અલીકી,
બાકી રાહમાં નહિ રહે અટકી. લગત૦ ૭

---

પદ ૧૭ સતરમું.

---

રાગ ભજન.

બની મેં તો સુર્તા દોરીકી નટડી,
બાંધું મેં તો પંચ ભુત જકડી. (ટેક.)
ઇંગલા પીંગલા કે બાંસ બનાયે,
ઉપર નાખ્યાં સુર્તાકી રસડી. બનીમેં તો૦ ૧
જ્ઞાન વૈરાગકે ખીલે લગાયે,
બાંધી હે દોરી જકડી. બનીમેં તો૦ ૨
સત્ સંગતકા ઢોલ બનાયા,
ચોબ વિવેકકી લકડી. બનીમેં તો૦ ૩
લાઇલ્લિલાહસેં ફૂંક બજાઇરે,
સાંસ સુરનાઇ પકડી. બનીમેં તો૦ ૪
ખોટ હમારી ગગન મંડલકી,
બાહ મુરલ વાહાં હરખી. બનીમેં તો૦ ૫

રૂપ અનુપમ વાહ નરજીકે,
શિરપાઘકે કલગી લટકી. બનીમેં તો૦ ૬
પીરશાહ શબ્દ અનુપમ હિરલા,
ખોજો જા ઝવેરીકી હટડી. બનીમેં તો૦ ૭
ખાકી ખેલે આપ અકેલા,
લગીસુન્ શિખરકી ચટકી. બનીમેં તો૦ ૮

---

પદ ૧૮ અઢારમું.

---

રાગ ભજન ચલતી.

ખેલો સંતો અજબ મ્યદાના,
પાયા હમને નરમહુમ્મદશા સુલતાનારે. (ટેક.)
અનુપમ્ આપ અલેખ અવિચળ, કરનહાર સબ્ જહાંનાં.
અંત્તર આપ એકહી બિરાજે, પીરશાહ શબ્દ પરમાનારે.
ખેલો સંતો૦ ૧
ત્રવેણી તિરથ અજબહે ઘટમાં, કાયે ફીરો વેરાના?
મહા વાયકકા ભેદ પીછાણી લો, શાહબિના શમ્શાનારે.
ખેલો સંતો૦ ૨
મૃગ કસ્તુરી વનવન ભટકે, ભેદ કસ્તુરીના જાના;

એસા તુજમાં સાંઇ બીરાજે, મેરમ ગુરસે લા ધ્યાનારે.
ખેલો સંતો૦ ૩
વેદ પડીપડી અરથના સીજે, જબલગ અંત્તર નહિ જાના,
મુરખ ભટક ભટક મરે, બ્રહ્મ વચન શું નહિ ધ્યાનારે,
ખેલો સંતો૦ ૪
સદ્દગુરૂ ચરણે ખાકીરે વિનવે, માનો સંત સુજાના,
પરીબ્રહ્મ આપ ઘટોઘટ બોલે, પ્રેમરસ પીહો મસ્તાનારે.
ખેલો સંતો૦ ૫

---

## પદ ૧૯ ઓગણીસમું.

---

રાગ કાફી ભજન.

સુરતા સમાણી સતગુરૂ ચરણે,
અખંડ સુખ લીધું, ટાળ્યા જમને મરણે.
બીજે કેમ બોલું, બ્રહ્મ સુંદિર વર મળિયા;
ગુરૂજીના પ્રતાપે, ચોરાશી ફેરા ટળીયા. (ટેક.)
વેદે વખાણ્યા ને જુગમાંહી જાણ્યા, જાંબુદ્વિપે પળીયા;
જુગો જુગમાં રમત તમારી, અરબી રૂપે અવતરીયા,
સુરતા૦ ૧
રૂપ તમારૂં કેવી રીતે વીનવું ? નરજી અઢળક ઢળિયા;

તેજે ચંદ્ર સૂરજ લજવાણા, જુઓ રાહુએ ગળિયા.
સુરતા૦ ૨

સદ્ગોર ઇમામ આપે અવિચળ, સુગુણ શામળિયા;
ખાકીદાસ તમરો વિનવે, અરજી સુણોને પાતળિયા,
સુરતા૦ ૩

---

પદ ૨૦ વીસમું.

---

રાગ ધોળ.

ભજીલોને ભાવેરે, મનહર મોરારી;
અલી અવિનાશીરે, નકલંક અવતારી. ભજીલો૦ ૧

અભ્યપદને લેવુંરે, 'આ' પદને મૂકી;
આત્મ ઓળખવોરે, માયાને ચુકી. ભજીલો૦ ૨

કોલ કેમ વિશાર્યોરે, ગ્રભ વેણ ગયો ભુલી;
વિષ્ણુ રૂપ નાં જાણ્યુંરે, એ છે મોટી સૂળી. ભજીલો૦ ૩

કહેતો કે નવ ભુલુંરે, જો બાહેર નીશરૂં;
અરપુ સર્વે સાહેબનેરે પલ એક નવ વિશરૂં. ભજી૦ ૪

માયા સર્વે કાચીરે, જો જે અંત્તર આણી;
કહે કોણે ભોગવીરે છે એકે એંધાણી? ભજીલો૦ ૫

ભજીલોને ભાવેરે, વિષ્ણુ રૂપ પ્રમાણી;
લેજો સોળ કળાએરે, મહમ્મદશાહ એધાણી. ભજીલો૦ ૬
ભટકતો રહેજેરે નથી કંઈ બીજો આરો;
ખાકી આજ કળજુગમાંરે, શ્રી અલીનો વારો. ભજી૦ ૭

---

પદ ૨૧ એકવીસમું.

---

રાગ ગોડી.

મુજધર શાહ મેહમાનારે, ભાઇ મુજધર પીર મેહમાના;
તેત્રીશક્રોડી દેવ મુજધર આયે,હુવા અબૂહી કિલ્લાના.(ટેક)
સેવા સંતકી નિશદિન કરના, જો હોય અવિચળ ઈમાના.
દુર્મતી આપે ડાહ્યા થાવે, ઉલટ જાવે ઈમાના. મુજધર૦ ૧
અતી અદકારી મનુષ્ય ઉપકારી, સરજનહાર સબજહાનાં;
શોહી આયા જુગૂ જુગૂં રમકર, કરને ભક્ત કામાં.
મુજધર૦ ૨
વોહી નિરંજન આપ અવિનાશી, રખલે શોહી નીશાંના;
ક્રિયા કરતવ સબૂતનકે કરના, વચન ગોર પ્રમાનારે;
મુજધર૦ ૩
મેલા શાહકા તબહી પાવે, સેવે અલેખ એકહી ધ્યાના;

આલેઆલે અલકર આયા, જો મહમ્મદશાહ કહેલાના.
મુજઘર૦ ૪

વોહી અલી જો જુગૂ જુગૂ રમીયા, શોહી પીર ઘર આના;
તન મન ધન શાહચરને ધરનાં, છાંડ દે કુલ અભિમાના.
મુજઘર૦ ૫

આલતિસકી અમ્મર જાનો, રહ્યો શાહ તિસ્મે નિધાના;
સેવા આલ અલીકી કીજે, વચન ગોર પ્રમાના.
મુજઘર૦ ૬

ભુલ્યા નર શો ફેરા ખાવે, ઓર જાવે ચોરાસી ઠામા;
અનંત જુગમે રમતાં સાંઇ, ખાકી સેવા તિસકી જાના.
મુજઘર૦ ૭

---

પદ ૨૨ બાવીસમું.

---

રાગ ગોડી.

ચેતચેત મનઅબ શાહ દરશનકી વેલારે; ભાઇ ગોર
દરશનકી વેલા,

આપ અવિનાશી સર્જન હારા, કરલે તિસકા મેલા.
ચેતચેત૦ (ટેક)

ચિત્ત નિર્મળ મન્ વશ કરલે, પામે આપોઆપ સવેલા;
ગોર નર જાહેર બેલી બેઠા, આપો આપ અકેલા.
ચેતચેત૦ ૧

મારગ દોહેલા કઠન મુકામાં, ઘડ ચડના હે દોહેલા;
સોહી મારગ સેજે પાવે, હોય મુર્શદ અલ્બેલા.
ચેતચેત૦ ૨

લક્ષ ચોરાસી ફિરફિર થાકયો, તબહી પાયો મનુષ્ય દેહા;
આ અવૂશરમે ચેતજ પ્રાની, નહિતો કઠન હોયગી વેલા.
ચેતચેત૦ ૩

એ રંગરસિયા સબ જુગ બશિયા, વશિયા અંતર અકેલા;
નિર્ગુન આપે અલખ અવિનાશી, બતાવે મુરશદ શોહેલા.
ચેતચેત૦ ૪

જો ગુન જાને શોહી પેછાને, મૂરખ ખાવે ઠેલા;
આલ અલીથી મફ્રર પડીયા, તીશે હોયે જમ્ કા હેલા.
ચેતચેત૦ ૫

અનુભવિ હોયે વોહી જુગજાને, લક્ષન ત્રીસમાહેલા;
નિર્મળ ચિત્ત આપહી જ્ઞાની, બ્રહ્મ કુલકા જો હોવેલા;
ચેતચેત૦ ૬

વાણી નિરમળ નહિ અભીમાની, કામ રહિત અકેલા;

પુરન લક્ષ્ન ત્રીસહો જીસમા, શોહી કરાવે મેલા.
ચેતચેત૦ ૭
સમરન કરના દિલ નહિ ડરના, ધરના ધ્યાન અલબેલા;
માન મમૃતા તજકર રહેના, સમરલે સાંઇ ખાકી અકેલા.
ચેતચેત૦ ૮

---

### પદ ૨૩ તેવીસમું.

રાગ ભજન.

નાથ કયેશે ગજકો બંધ છૂડાયો, (એ રાગ.)

શાહો તમે અન્નત ઓધારણ આવ્યા;
શાહ પીરશાહ સત્ય જપાવ્યા. શાહો૦ ( ટેક )
સુદરદીન સંગજ લેઇને, શાહ દર્ગે સિધાવ્યા;
કાગલ નાવે બાર કરોડી, દરિયાને પાર લગાવ્યા. શાહો૦ ૧
સંગ સત્રળો સાચો દેખી, મન માંહે મલકાયા;
વીંટ વજ્જર વાટે ઉઠી, મોટપે મન પસ્તાયા. શાહો૦ ૨
મોટપ ટાળી તપ ધર્યું ત્યારે, શાહોજી આપજ આવ્યા;
શિર બંધ તેતો પોતાનાં શિરનું, સ દૂગોર શિર ધરાયા. શાહો૦ ૩
નિર્ખિ નરને નિર્પાગ પોતે, પીર કબીર દીન આવ્યા;
આંકની પાત્ર વાટે વણેલી, શાહો સન્મુખ લાવ્યા. શાહો૦ ૪
·અર્દાશ એવી અંતરે રાખી, શાહોજી મન હર્ષાયા;

અન્નતનો વર પીરને આપી, નામ હશનશાહ ધરાયા. શાહો૦ ૫
પીરજી તેતો પ્રેમથી બોલ્યા, પિંડ લાવી પસ્તાવા,
કલજુગ માંહે અન્નત કરોડી, કેમ આવે હો ડાહ્યા? શાહો૦ ૬
હેતે હરજી હશીને બોલ્યા, તમ્ વર મહા બ્રહ્મ જાયા;
તે ઘર માંહે રમત હમારી, નામ મહમ્મદ મચાયા. શાહો૦ ૭
એક નુરને એકહી તન્ન, ઇંદ્ર ઇમામ દીન કાવ્યા;
એ ઘરમાં આપણુ રમશું, નિશ્ચિંત રહો મમ્ ભાયા. શાહો૦ ૮
અંત પ્રયંત એહીજ ઘરમાં, મહમ્મદ મેંહેદી ભણાયા;
એવા વચને અદ્રષ્ટ આપે, હરિવૈંશ તે તો પુજાયા. શાહો૦ ૯
વિનવે ખાકી નિર્મળ નુરને, શરણે રાખો હોરાયા;
નિશદિન સેવા નાથ તમારી, નાથ અનાથ નાં કાવ્યા. શાહો૦૧૦

---

## પદ ૨૪ ચોવીસમું.

---

રાગ ગરબો.

સત્પંથ સદા એજ સાચોરે, પુરા પ્રેમે મુનિજી આજ રાચોરે;
હાથ જોડી શાહોજી પાશે જાચોરે, થાઉં સત્પંથી નવ રહું
કાચોરે, સત્પંથ૦ (ટેક.)
વેદ અનાદી જે કહે, અખંડ ધર્મ સોહાગ;
મૂર્ખ અધુરે વળી રહે, પૂરે નવ મળે જાગરે.

રૂપ વિષ્ણુનાં સોએ સાચ્ચારે, આઠ્યા દશે નવરહ્યા પાછારે;
દેવ યાનીમાં ના હોય ખાંચોરે, સત્પંથ સદા એજ સાચોરે. ૧

વર્ણન એ વેદો કહે, અખંડ રૂપ અમાપ;
ખંડ ખંડ તેને લહે, તે સંતિયાને દે શ્રાપરે!

મતી મંદ થઇ મન ડોલેરે, રૂપ દશમૂની નિંદા બોલેરે!
રૂપ દશમને મુનિજી રાચ્ચોરે, સત્પંથ સદા એજ સાચોરે. ૨

ચારે વેદો એએકના, અંગ ભાગ વિભાગ;
નાસ્તિક એવી ટેકના, ટાળવા સોધે લાગરે.

ચોથો વેદ જે અંગે લાવેરે, પૂરા પ્રેમે એ રૂપને ગાવેરે;
અમ્મર વાણી એ દેવને રાચ્ચોરે, સત્પંથ સદા એજ સાચોરે.૩

નિંદાએ નાસ્તિક રહે, હોય ન વેદનું ભાન;
છંદ કુછંદને આસ્તિક કહે! ગાન તાનમાં ગુલ્તાનરે!

વાલ્મિકીએ વાણી હલાવીરે, સત્ય શોધ તે દશની બત્તાવીરે;
સાત સવંતમાં જન્મેલ જાચ્ચોરે, સત્પંથ સદા એજ સાચોરે.૪

સાબર ત્રસ્ટે સ્યામજી, સંકલ્પ વેદનો સાર;
સાબર મંગા નામથી, લહે જગ એકા તારરે.

ચરણ વિષ્ણુનાં જે સ્થળે હોયરે, તિર્થ યાત્રાનો ધામતે જોએરે;
ચેલો પથે ન પગ મૂકો પાછોરે, સત્પંથ સદાએજ સાચોરે. ૫

કાળીંગાને ટાળવા, દેહ ધરે આવાર,
તેવા સ્થળને માળવા, ચાલો તે સૌ આપારરે.
કાગ ભૂશુંડે પક્ષ નવ રાખીરે, વાત સાચી જે પોતે દાખીરે;
ગુરૂડજીએ જે જ્ઞાનજ જાચ્યોરે, સત્પંથ સદા એજ સાચોરે.૬
દેવયાની પંથ એ; વાણી ચારે ગાએ;
નહિ ભાષાનો અંતરો, દ્વેષ તણો નહિ ડાએરે.
એવે પંથે ચડી જઈ જાચોરે, ત્યારે મળશે તે ધણી સાચોરે;
બાકી ખોટાથી નવ ખાઓ ખાંચોરે; સત્પંથ સદાએ સાચોરે.૭

---

પદ ૨૫ પચીસમું.

---

રાગ ગરબો.

જેને લગ્ની સાહેબ શું લાગીરે, એને હૃદે તે પ્રેમ જોત જાગીરે;
તેની ભ્રમણા તે સરવે ભાગીરે, એણે માયા જંજાળ ઝટ ત્યાગીરે·
જેને૦ ( ટેક )
રૂપ અનુપમ્ જે લહ્યા, કહ્યા વેદે વિસ્તાર;
જે રૂપે નર ઓળખો, તેનો કહું વિસ્તારરે.
રગે રગે વીંધાએ વૃહ બાણરે, લાગે શાહ સુરતાની તાણરે;
તેની સુરતા તે સ્વપ્નાથી જાગીરે, જેને લગ્ની સાહેબ શું લાગીરે.૧

સૃષ્ટી સમેના માનવી, મૂરખના સરદાર;
જ્ઞાન દેવા દિલ્મા ધરી, પધારિયા કિર્તારરે.
રૂપમ્ રૂપમ્ વેદ જેને બોલેરે, જેના સોને તે દશ ભેદ ખોલેરે;
તેની સોધ એને ચિત્ત જાગીરે, જેને લગ્ની સાહેબ શું લાગીરે. ૨
વખતે વખતે આવીયા, સરજ્યાની કરવા સાર;
મૃચ્છ કચ્છ ને વ્યારાહ થયા, શ્રી નૃસિંહ એ દાતારરે;
તેને જાતને ભાંત નહિ વાલીરે, વેલા વેલાની કળા ન્યારીરે.
એવા રૂપની હોય તેને તાલીરે, જેને લગ્ની સાહેબ શું લાગીરે. ૩
વામન ફર્શુરામજી, રામ કૃષ્ણ દાતાર;
બુદ્ધા રૂપે શ્રી નાથજી, પાણ્ડવના આધારરે.
પાણ્ડવ તારણ નરનાથ આવ્યારે, રૂપ મલેચ્છ માટીનું કાવ્યારે;
હરિ કળાની રઢ તેને જાગીરે, જેને લગ્ની સાહેબ શું લાગીરે. ૪
નકલંક રૂપે નર નાથજી, અરબના સરદાર.
કલજુગ તારણ આવિયા, ભારથનાં ભરથારરે.
સરદ્ સતમ્ મદીના સ્યામ બોલેરે, વેદ સામ તે સત્ય ભેદ ખોલેરે;
અલી રૂપની ખોજ તેને જાગીરે, જેને લગ્ની સાહેબ શું લાગીરે. ૫
ચાલીશ જામે પરવરી, રમૂશે દીનાનાથ;
આગમ આ આલમ તણી, સુણજો સરવે સાથરે.
એ વાણી અગમ ભેદ ખોલેરે, નબીનુર સદ્ગોરજી બોલેરે;

અંત બોલની તેને જાગીરે, જેને લગ્ની સાહેબ શું લાગીરે. ૬

બત્રીશે મહમ્મદ માવજી, પરિવાર પીર ઈમામ;
છત્રીશે અશરફ શાહોજી, વૈરાટે વિશ્રામરે.
હારે હારે ગણી વાત બોલેરે, જ્ઞાન ગુંજ હૃદય જેને ખોલેરે;
ખાટી વાત તેને સુદ્ધ લાગીરે, જેને લગ્ની સાહેબ શું લાગીરે. ૭

---

## પદ ૨૬ છવીસમું.

---

રાગ ગરબો.

મેળે મળો મુનિજી આજ ભાવેરે, જૂઓ જૂઓ ‘ આ ’
નરનાથ આવેરે;
સ્વામી શુભ સંદેશો લાવેરે, મારા મુનિજી મેળે આવેરે.
મેળે મળો૦ (ટેક.)

તમ કાજે હમૂ આવીયા, કલકી જુગૂ જુગૂ સાર;
મમૂ અંત્તરમાં તમૂ રહ્યા, થાવા એકાકારરે.
સ્નેહ સાચે સાહેબજી બોલેરે, નિર્ખી નિર્ખી મસ્તાન થઇ ડોલેરે;
શાહો આપે તે પ્રેમે લાવેરે, મેળે મળો મુનિજી આજ ભાવેરે.૧

અમૂ તનથી તમ સર્જિયા, પ્રાણતણો અમૂ ભાગ;
તમ તાપે અમૂ લર્જિયા, મળવાનો આ લાગરે.

જૂઓ લીધા તે ધ્રુજી ને ખોલેરે, પ્રેમે પ્રોષી પિયુજી એમ્ બોલેરે;
પ્રેમ ભક્તિને જેમ લાગફાવેરે, મેળે મળો મુનિજી આજ ભાવેરે. ૨

અગ્નિમાં અમ આવીયા, સંગ પ્રેહલાદ મમ્ બાલ;
જલ થલથી તે વારિયા, નવ આવવા દીધી આલરે.

પ્રાણસમા એ બાલ મમ્ ભાવેરે, ભાવેભીના જે મમ્ મણે આવેરે;
એવા સંદેશા સદ્ગોર લાવેરે, મેળે મળો મુનિજી આજ ભાવેરે. ૩

હરિચંદ્રને હરાવતાં, મિત્ર રૂષિ રહ્યા હાર;
ચંડાલ ગ્રહ જળ લાવતા, અમ્ શિર લેતા ભારરે.

પગે પગે તેને સંગે પળિયારે, રાખી હૃદયમાં તેને મળિયારે;
એવા સંતો તે શબ્દે આવેરે, મેળે મળો મુનિજી આજ ભાવેરે.૪

સતી સભામાં લાવીયા, વસ્તર હરવા કાજ;
રક્ષા કારણ આવીયા, રાખી તે લીધી લાજરે.

આત્મ સમ્ એ પુત્રી ભાવેરે, એને આંચ ઉની કેમ આવેરે!
એવે ભાવે શાહોજી બોલાવેરે, મેળે મળો મુનિજી આજ ભાવેરે.૫

રૂકમને તરછોડીયો, ભિમ્મક રાજકુમાર;
અટકે જઇ અટકાવીયો. એ લેવા હાર કુમારરે.

સાથે સાથે તેશીશ મેલાવ્યારે, થઈ દુઃખી દુઃખે દુભાયારે;
એથી કરોડી બાર સાથ આવેરે, મેળે મળો મુનિજી આજ ભાવેરે.૬

ચિન નગરનો પાટવી, દુઃખીયો દિન અપાર;
ત્રાશ પિતાનો સાટવી, આપ્યો અમ્ શિર ભારરે.
સાંસે સાંસે તે સંગ તેનો દીધોરે, મુખી અન્નત નોકરી લીધોરે;
ખાકી સદ્ગોર ત્યાં તે બોલાવેરે, મેળે મળો મુનિજી આજભાવેરે.૭

---

પદ ૨૭ સત્તાવીસમું.

---

સ્તુતી (રાગ) ધનાશ્રી.

ધન્ય ધન્ય સત્ય હમારો ધર્મ,
ધારીલો એજ જીવન કર્મ. ધન્ય ધન્ય. (ટેક.)

પ્રાણવ મંત્રએ, વેદિક જંત્રએ, દેવતણોએ મર્મ;
હૃદય ઘોશથી ગગુન ગજાવો, જય જય મમ્ ધર્મ.
ધન્યધન્ય૦ ૧

લિએ કરૂણાએ, શાહો શરૂણાએ; રાખવા નિજ સર્મ;
પૂરણ પ્રેમથી જય જય જાચો, ખાકી એ નિજ ધર્મ.
ધન્ય ધન્ય૦ ૨

---

પદ સંપુરણ.



## હઝરત પીર શ્રી સદ્દગોર શ્રી ઇમામશાહના

# જન્મનો ટૂંક વૃતાન્ત.

હઝરત પીર શમ્મશ (તબ્રેજી) સાહેબ તેમણે પંજાબ તા. મુલ્તાનનાં ઉચ્ચ શેહેરમાં સૂર્ય ઉતાર્યો હતો, તેમનાં પવિત્ર નુર (પુત્ર) બે હતા. (૧) હઝરત ઇમામનર શ્રી કાશમશાહ સાહેબ, (૨) હઝરત પીર શ્રી સદ્દગોર બ્રહ્મા નશીરદીન સાહેબ. હઝરત પીર શ્રી સદ્દગોર બ્રહ્મા શ્રી નશીરદીન સાહેબના પવિત્ર પુત્ર (નુર) શ્રી. સદ્દગોર બ્રહ્મા હઝરત પીર સાહેબ દીન (શહાબોદ્દીન) સાહેબ, તેમનાં પવિત્ર પુત્ર (નુર) શ્રી સદ્દગોર બ્રહ્મા હઝરત પીર શ્રી સુદરદીન સાહેબ, તેમનાં પવિત્ર પુત્ર (નુર) શ્રી સદ્દગોર બ્રહ્મા હઝરત પીર શ્રી કબીરદીન સાહેબ, એ સાહેબોનાં રોજા પંજાબની હદમાં પીખલી. ઉચ્ચ, મુલ્તાન વિગેરેમાં તેઓ શ્રીની વૈંશ જનોનાં કબજા વહિવટમાં છે. તેમની જમાતો તે વિગેરે દેશોમાંછે.

એ વૌશ બનીફાતમાં (હરિવૌશ) છે. એજ વૌશમાં ગોર અને નર આવે છે, ને છેવટ સુધી આવવાનો વાયદો પણ છે. શ્રીનર પ્રગટ હોય છે ત્યારે કેજ્યારે પોતે પોતાને સ્થાને એટલે પ્રગટ ગાદીએ બિરાજતા હોય છે તે ત્યારે પૂરેપૂરી શોળ કળાથી હોય છે. જુઓ નાનુ સત્ય વચન* તે વિના અન્ય કદી ઢોંગ કરી શાહ કેહવરાવે તે દહીંત કાળિંગાનો ચેલો જાણવો. તેમજ શ્રી સેષગોર બ્રહ્મા સદ્ગોરજી પણ જ્યારે ગાદીએ બિરાજે છે ત્યારે તેઓશ્રીને પણ બાર+ કલા પ્રતક્ષ પ્રગટ કરવી પડે છે. શ્રીગોર અને શ્રીનર એ બન્ને નુર એકજ છે. કોઇ કોઇ વખત એકઠા પણ થઇ જાએ છે. વણી વખત નોખા રહે છે, ને જ્યારે એકઠા થાએ છે ત્યારે શ્રી સદ્ગોરજીનાં જામાંમાં હોયછે, પ્રગટ થાએછે ત્યારે પણ સદ્-ગોરજીનાં ઘરે નરદેહ ધારણ કરી પ્રગટ થઇ રહેછે. એપ્રથા અનાદી કાળની છે. તેમ હરિવૌશ વિના બીજે કદી પણ ગયા નથી ને જશે પણ નહિ, તેથીજ હરિવૌશ વિના અ-

---

* નરની સોળ કળા એ અંતોમાંથી જેમને તેમ "સત્યપંથી આજ્ઞા પત્ર" નામની બુકમાં આપવામાં આવેલ છે. તેમાં ખુલાસાવાર આપેલ છે તે જોઇ લેવી.

+ ગોરની બાર કળા તે "સત્ય પદ બોધીની" નામની બુકમાં આપેલ હૈ તે જોઇ લેવો.

ન્યની પૂજા અને સેવા કરવી મહાદોષ છે. તેમ હરિવૈંશી વિના અન્ય ઇત્તર મનુષ્ય પોતાને શાહ, નર, ઇમામ, ગોર, પીર, પુજ્ય, આચાર્ય કે મહંત કહેવરાવતો હોય! તો તે દુષ્ટ અને ચંડાળ એટલે કાલિંગાનો ચેલો જાણવો. હરિવૈંશમાં પણ ૧૬, કે ૧૨, કળાવાલોજ પુરૂષ નર કે સેષ્ટગોર બ્રહ્મા કહેવાય છે, અન્ય નહિ.

એવૈંશ શ્રી ખુદાવંદ્ ઇમામ કલીનાંનાથ શ્રી વિષ્ણુ નારાયણ ભગવાન શ્રી અલી, નાં શ્રી ખુદાવંદ્ ઇમામ હુશયેન, ના શ્રી ખુદાવંદ્ ઇમામ ઝયનુલ્આબદ્દિન, ના શ્રી ખુદાવંદ્ મહમ્મદ બાકર, ના શ્રી ખુદાવંદ્ ઇમામ જાફરેસાદિક ના શ્રી ખુદાવંદ્ ઇમામ ઇસ્માઇલ સાહેબ, ઇમામ ઇસ્માઇલિ (સા૦) સલમિયા ભણી બોધાર્થે પધારેલા તે સમયનો લાભ લેઈ માયાવી જનો એકઠા થઇ મુશીચે કાઝમને પોતાનાં ઇમામ ઠેરવી લીધા છે, પણ તે સત્પંથનાં પીરોએ તજી દીધેલ હોવાથી સત્પંથીઓને તેઓની વૈંશ સુદ્ધાં તાજ્ય છે.

શ્રી ઇમામ ખુદાવંદ્ શ્રી ઇસ્માઇલની વૈંશમાં શ્રી નુર સદ્ગોર પીર શ્રી સદ્ગોર બ્રહ્મા સલાઓદ્દીન સાહેબ થયા, જેમનો રોજો ગિઝનીમાં છે, તેમનાં દિકરા શ્રી શમ્મશો તબ્રેજી સાહેબ, તે વૈંશમાં હઝરત પીર શ્રી સદ્ગોર બ્રહ્મા હશન કબીર દીન સાહેબને ઘેર તેમનાં પવિત્ર પુત્ર નુર

સદ્ગોર બ્રહ્મા શ્રી પીર હજરત સૈયદ ઇમામોદ્દિન સાહેબ હિજરીસેને ૮૪૪. વિ. સં. ૧૫૯૬. ઇસ્વીસન ૧૪૪૦ માં સફર માસની તા૦ ૨૭ તારીખ વાર સોમે ઉચ્ચ શેહેરમાં રાતના શમે જન્મ પામ્યા.*તે શમે આકાશમાંથી નુર (તેજ=પ્રકાશ) શ્રી પીર કબીરદ્દીન સાહેબનાં ઘર ઉપર શ્રીજીનાં જન્મ સ્થાને આવ્યું. તેનો પ્રકાશ (અજવાલું) (પચાસ-પચાસ ૫૦-૫૦) મૈલ સુધી પ્રશરી ગયું હતું. તે જોઈ તેટલી વસ્તી વાળા સર્વ જન સમુહ સમજ્યા હતા કે આ બીજીવારે સૂર્ય ઉગ્યો. તેમજ પવિત્રતાઈ વિષે પણ એમજ હતું કે જેમ અન્ય બાળકો અવતરે છે તેવો મળ વિગેરે કાંઈ પણ નહોતું. નાલ કાપેલ અને સુન્નત કરેલ, અને બીજી તમામ શારિરિક ગંદકીથી પવિત્ર હતા. એટલે ખાશ પવિત્ર (માસુમ) બ્રહ્મ રૂપ ઇમામજ હતા.

શ્રી ઇમામ શાહબાવાએ પાંચ કે નવ વરસની વયમાં જોગિયો સાથે વાદ વિવાદ કર્યો હતો.

ગુજરાત તરફ શ્રી પિતાજીની આજ્ઞાએ પધારેલા તે સમે શ્રીજીની (૯) નવ વરસની આયુષ્ય હતી. શાહ દરગાહે જઈ નરની કળા લેઇ પીરાણે આવી કાશી બતાવી સવામણ જનોઇયો ઉતરાવેલી. રોજો એમનો પીરાણામાં છે.

---

* અન્ય સ્થળે શ્રીજીનો જન્મ સંવત ૧૫૦૦ માં થએલો લખેલછે

તે રોજાહિની સેવા એજ પંથનાં સેવકો પૈકીનો જેને વૈંશ-જનો કાકા બનાવે છે તે કરે છે. અને કાકાઓ પણ શ્રી સદ્‌ગોર પીર ઇમિામશાહના વૈંશના હિતાર્થેજ હોય છે.

સેવા કારભાર જે કાકાને સોંપવામાં આવે છે, તે કાકા જમાતમાં ફરીને શ્રી સદ્‌ગોર બ્રહ્મા તથા શ્રી નારાયણ વિષ્ણુ એટલે ઇમિામગોરની દશાંશની રકમ ઉઘરાવવા, કારખાના (દરબાર)ની દેખરેખ રાખવા, સૈયદો (વૈંશજનો)ના વખતો વખતનાં હકો, દસ્તુરો, વિગેરે આપવા અને તેમના રક્ષણના ઉપ્યોગમાં ખર્ચ કરવા, જમાતો વિગેરેની ખાતર બરદાસ કરવા અને સદાવ્રત આપવા સારૂ હોય છે. હાલમાં કાકા લક્ષમણ છે.

શ્રી સદ્‌ગોર બ્રહ્મા હઝરત પીર ઇમામશાહ સાહેબે રોજાનો પાયો પોતે સંવત વિ૦ ૧૫૨૪ હિ૦ સ૦ ૮૭૩ માં નાખ્યો હતો. અમ્મર લોકની લિલા વિ૦ સંવત ૧૫૬૯. હિ૦ સ૦ ૯૧૯. ઇ૦ સન ૧૫૧૩ માં રમજાન માસની તારીખ '૨૫' મીનાં દિવસે સ્વિકારી હતી. આયુષ્ય પંચોતર (૭૫) વર્ષની હતી.*

---

* બીજે મરણુ સંવત ૧૫૬૫ માં બતાવી, વય શ્રીજીની ૬૫ વરસની બતાવે છે.

પીરાણા તે અમદાવાદથી દક્ષિણે પાંચ ( ૫ ) ગાઉ. સાબર નદિના ઉગમણે કાંઠે એક ગાઉ (૧) વૈરાટ દક્ષિણે ( ધોલકાથી ઉત્તરે સાત ગાઉ [૭] ) નર્મદા નદિથી ઉત્તરે સોળ જોજન ( ૧૬='૬૪' ચોસઠ ગાઉ) છે. જેને હીમપુર, ઇમામપુર, નિષ્કલંકીનું ધામ, છેલ્લો અખાડો પણ કહે છે.

શ્રી સદ્ગોર બ્રહ્મા હજરત પીર ઇમામશાહનો ઉરશ સવાલ ( ઇદના ) મહિનાની તારીખ પાંચ (૫) અને છઠ્ઠી (૬) એ થાએ છે.

---

## સંદલોની યાદ.

૧ હજરત પીર કબીરોદ્દિનની સંદલ માહે જમાદીયુસ્સાની તારીખ ૧૭ મીચે છે. પીરાણા મુકામે પણ કરે છે.

૨ હજરત પીર ઇમામોદ્દિનની સંદલ માહે રમજાનની તારીખ ૨૫ મીચે છે. પીરાણા મુકામે.

૩ હજરત શાહો નરઅલી મહમ્મદશાહની સંદલ માહે રજ્જબની તારીખ ૨૧ મીચે છે. પીરાણા મુકામે.

૪ હજરત પીર સહાબોદ્દિનની સંદલ માહે રજ્જબની તારીખ ૧૯ મીચે છે. પીરાણા મુકામે.

૫ હજરતપીર જલાલશાહની સંદલ માહે રજબની તારીખ ૧૫ મીએ છે. પીરાણા મુકામે.

૬ સૈયદ મુસતુફાની સંદલ માહે સાબાનની તારીખ ૨૬ મીયે છે. પીરાણા મુકામે.

૭ હજરત સૈયદ નુરશાહ બાવાની સંદલ માહે જીલક્આદની તારીખ ૧૫ મીયે છે. પીરાણા મુકામે.

૮ હજરત પીર અસરફશાહ બાવાની સંદલ માહે જીલહજની તારીખ ૧૩ મીયે છે. ધોલકા મુકામે.

૯ હજરત કાસમશાહની સંદલ માહે જીલહજની તારીખ ૧ લીયે છે. અમદાવાદ મુકામે.

૧૦ હજરત બાવા ફજ્જુની સંદલ માહે શાબાનની તારીખ ૧૭ મીયે છે. કોચરબ અમદાવાદ મુકામે.

૧૧ વલનશાહ બાવાનો સંદલ માહે શાબાનની તારીખ ૨૭ મીયે છે. પીરાણા મુકામે.



# સત્પંથ પ્રેમિયોને.

સત્પંથનો પ્રેમ હોય ? સત્પંથની વૃદ્ધી ઇચ્છતા હોવ ? તો પ્રથમ તમારે સત્પંથની ક્રિયાઓ પાળવા તત્પર થવુંજ જોઇએ. સાવ સ્વાદ તજી સદ્દગોર આધીન રહેવા હિમ્મતવાન રહેવું પડે. આમ જગતમાં સંડોવાઇ મનગમતી મોજે મારી સત્પંથી નહિ રહી શકાય. ( દિન દુનિયાકી મિસ્તી ધાતા ? તો બેદિન હો કર કોઇનાં જાતા),

જો જગતનાં ફંદમાં રચ્યા પચ્યા રેહશો તો તમો કદી પણ સત્પંથી હતા એવું સદ્દગોર કદી પણ કબુલ નહિ કરે. સત્પંથનું પ્રથમ પગથિયું શરિર શુદ્ધિનું કાર્ય, લાઇ સુતક સાચવવાનાને સ્નાનનાં પ્રયોગો વિધી યુક્ત કરવાનાં; તે સાથેજ હૃદય શુદ્ધિ સારૂ માદક પદાર્થો ત્યાગવાના છે, તેમાં લશણ, ડુંગળી, હીંગ, તમાકુ, અફીન, ગાંજો, ભાંગ, તાડી, દારૂ, માંજમ ચડશ, મૈંાશાદિ સર્વ

પદાર્થોથી વેગળા રહેવાનું; એથીજ તમો સત્પંથ પાળવા હિમ્મતવાન થાશો.

જ્યાં સુધી મન તમારૂં માદક પદાર્થોના સેવનથી નિર્બળ રહેલું હશે ત્યાં સુધી સત્પંથની ક્રિયાઓ પાળતા કંટાળો આવવાનોજ. જ્યારે માદક પદાર્થોનો ત્યાગ સંપુરણ રીતથી કરશો ત્યારેજ પૂરેપૂરા બે વરસ વિત્યા બાદ મન તમારૂં બળવાન થાતું જાશે, ને સત્પંથનાં વિવેકો પાળવા હિમ્મતવાન થાશે, તમોને દશાંશ પૂરી આપવા કંટાળો નહિ આવે, વર્ત ( શુક્રવારી બીજનું ) કરતાં મુજવણ નહિ પડે. ચારે વખત જે કરવાનાં છે, જેને સત્પંથની નિમાજ કે સંધ્યા કહો, તેનો સમય નહિ ચુકાએ. નિત્ય ઘટ પાટની વિધીમાં ગયા વિના; અને અમૃત પિધા વિના નહીજ ચાલે. ધ્યાન પણ શુદ્ધ સાત્વિક બુદ્ધિએથી શ્રી નિષ્કલંક નારાયણનુંજ તમોને પ્રાપ્ત થાશે. એ સર્વ કાર્ય પૂરેપૂરો કરાય છે તેનેજ સત્પંથ કહે છે, ને તે કરનારોજ સત્પંથી છે. " કહે શુણે કછુ અરથ ના સીજે, પાળે જીવડા છુટે. " એ ફર્માન સદગોરનું ધ્યાનમાં રાખવાનું છે.

જ્યાં તમો શુદ્ધ સત્પંથી થયા કે જગત તમારૂં અનુકરણ કરી તમારે પગલે ચાલશે. અહીં નાત, જાત, ખાર, વેહેર કાંઈ જોવાનું નથી. ફક્ત પવિત્ર વ્યવહારેજ સત્પંથી થવાએ છે. જ્યારે સર્વત્ર સત્પંથ, સત્પંથ પળાતો જોવાશે ત્યારેજ અનંતનો સંગ પૂરો થયેલો જાણવો.

સાથે સાથે એ પણ જાણવા જોગ છે કે જેઓ સત્પંથ વિધિ યુક્ત પાળતા બનેલા જ્ઞાની સત્પંથી ને અંદ્ધ શ્રદ્ધા નહિજ રહે, ઢોંગીને ધૂતારાઓથી નહી છેતરાએ, અને તેઓનાં ફંદામાં નહિજ પડે. એટલે જેઓ સત્પંથ નથી પાળતા, સત્પંથની ક્રિયાઓ નથી સાચવી પાળી શકતા ને મિથ્યા ઢોંગને આડંબર કરી પોતે પુજ્ય થવાના ડોળ કરે છે તેઓને “ એ ” કદી પણ સત્પંથી નહી લેખે, ને તેને કદી પણ નહિ માને. ઉલ્ટો મિથ્યાવાદી ઢોંગી કહી તજી દેશે. જેથી કરી તેવા ઢોંગીયો સત્પંથિયોની નિંદાએ લાગશે, પણ સદ્ગોરનાં વચનાનુસાર વર્તનારા સદ્ગોર આશ્રિત સત્પંથિયો એ કદીપણ તેવાઓથી બીહવાનું

નથી. તે અવશ્ય યાદ રાખવું, ને તેવાઓને કોઇપણ પ્રકારથી કાંઇપણ દેવું નહિ.

ક્રિયા ભ્રસ્ટ સત્પંથનો દ્રોહિ કહેવાય, કારણ જો સદ્ગોરની વાણી ઉપર તેઓની શ્રદ્ધા હોતતો તેઓ કેમ તે પ્રમાણેનાં ચાલે ? શ્રદ્ધાહીન હોવાથી તેઓ સદ્ગોરના દ્રોહી લેખાએ, સદ્ગોરનો દ્રોહીજ ચંડાળ હોય છે. તે ચંડાળોને આપી પોષવાથી તેઓ સત્પંથનું નાશ કરે છે, તેથી તેઓને આપનારાઓ પણ સત્પંથનુ નાશ કરનારા લેખાએ. જેથી કરી સત્પંથીયો તો તેઓનો સંગ પણ નહી કરે.

અવશ્ય ' એં ' જાણવા જોગને માનવા જોગ હોવાથી હે શ્રી સદ્ગોર ! સર્વ સત્પંથિયોના લક્ષમાં રહેજો. તથાસ્તુ (આમીન)

લી. શુભેચ્છક.
"ખાકી"

# લેખકના બે બોલ.

જેસા બાઉ બંધ હે, તેસા આ સંસાર;
આવતા આવે જોરમાં, જાતાના લાગે વાર. (સત્યવેણી.)

---

મારા ચતુર વાંચકો, મારા હક્કમાં એવી આશીષ કરજો. જે ઇચ્છાએ આ વર્ણન છપાવી બાહેર પાડયું છે. તે સાહેબને પ્રતાપે ફળીભૂત થાઓ.

---

સાચે થેસો સાચશું, ખેલ ગયે મેંદાન;
કુડાશાહના પામીયા, ફોગટ ફિરા નાદાન. (સત્યવેણી.)

સત્ય મેવ જય તે

બોલો શ્રી ઇમામશાહ બાવાની જય.

સમ્પુરણ.